રાજસ્થાન રાજ્યના રાજ્યપાલ
માનનીય

## સરદાર હુકમસિંહજીના

## પ્રસ્તાવના = Foreword



શ્રી ઓમ્ પ્રકાશ ગુપ્તાનું "માઉન્ટ આબૂ – રાજસ્થાનના આલ્પિસ" નામનું પુસ્તક એક સર્વમુખી 'ગાઇડ' છે. આ પુસ્તકમાં માઉન્ટ આબૂમાં આવેલાં ઐતિહાસિક અને કળા-કારીગરીનાં સ્થળોની વિસ્તૃત અને સભર માહિતી પૂરી પાડવામાં આવી છે. પહેલા આ પુસ્તક વાંચ્યા બાદ માઉન્ટ આબૂની મુલાકાત લેવાનું વધુ રસપ્રદ તથા શિક્ષાપ્રદ થઈ પડશે. હું આશા રાખું છું કે આ સ્થળની મુલાકાત લેતા પ્રવાસીઓ માટે આ પુસ્તક ખૂબ જ ઉપયોગી અને મદદકર્તા થઈ પડશે.

— હુકમસીંગ
રાજ્યપાલ, રાજસ્થાન

## મુખ્ય મંત્રી રાજસ્થાનનો

# શુભ સંદેશ

શ્રી. ઓમ્ પ્રકાશ ગુપ્તાએ લખેલ પુસ્તક રાજસ્થાનનું ગૌરવ "માઉન્ટ આબૂ" હું ઝીણવટથી વાંચી ગયો છું. આ પુસ્તકમાં આબૂ પર્વત પરનાં બધાં કુદરતી, આકર્ષક તથા સુંદર જોવા લાયક દશ્યો તેમ જ સ્થળોનું વિગતવાર વર્ણન મનોરંજન શૈલીમાં કરવામાં આવ્યું છે. હું આશા રાખું છું કે રાજસ્થાનના આ કુદરતી સૌંદર્ય સ્થળની મુલાકાત લેનાર સર્વ યાત્રિકો તથા સહેલાણીઓને આ પુસ્તક ઉપયોગી તથા માર્ગદર્શન આપનારું નિવડશે.

—મોહનલાલ સુખડિયા

---

## અમૂલ્ય પોકેટ ગાઈડ

અગાઉની તમામ આવૃત્તિઓ કરતાં આ આવૃત્તિ આબૂના વતનીઓ તથા આબૂની મુલાકાત લેનારાઓને વધુ રસપ્રદ થઈ પડશે. શ્રી. ઓમ્ પ્રકાશ ગુપ્તાને પણ આ આવૃત્તિથી સંતોષ થશે. કારણ કે શ્રી. ઓમ્ પ્રકાશ ગુપ્તાએ અંગત રીતે ઘણાં વર્ષો સુધી સેવા કરી છે અને આબૂનાં સૌંદર્ય તથા આકર્ષણો વિષે તેમના કરતાં ભાગ્યે જ બીજી કોઈ વ્યક્તિ વધુ સારી રીતે બોલી શકે. આબૂ અને તેના ઇતિહાસ વિષે શ્રી. ઓમ્ પ્રકાશ ગુપ્તાનું જ્ઞાન બિનહરીફ છે.

એચ. સી. બીઓમેન્ટ,
આઈ. સી. એસ.
ડિસ્ટ્રિકટ મેજિસ્ટ્રેટ, આબૂ

# કેટલાક અભિપ્રાયો

શ્રી ઓમ્ પ્રકાશ ગુપ્તાની બહાર પાડવામાં આવેલ આબૂ ગાઈડે આબૂના પ્રવાસે આવનાર અનેક પ્રવાસીઓનાં મન હરી લીધાં છે એમના ઉત્સાહભર્યા કાર્યમાં સંપૂર્ણ સફળતા ઇચ્છતાં આની નવી અને સુધરેલી આવૃત્તિ બહાર પાડવાની તક પ્રાપ્ત થાઓ એમ ઇચ્છું છું.

—સર જયોર્જ ગિલન

બહારની દુનિયામાં આબૂના સૌન્દર્યની અને આકર્ષણની જાહેરાત કરવાની શ્રી ઓમ્ પ્રકાશ ગુપ્તાના આબૂની ગાઈડ દ્વારા થતા સુંદર પ્રયાસોની હું સર્વાંગી સફળતા ઇચ્છું છું.

—સર આર્થર લોથિયન

પુષ્કળ સામગ્રીમાંથી બુદ્ધિપૂર્વક માહિતી પસંદ કરવામાં આવી છે, અને વર્ણનો ટૂંકા અને સુંદર છે પુસ્તક સારી રીતે છપાયું છે, અને સરસ રીતે ચિત્રયુક્ત છે

—સર રોબર્ટ હોલેંડ

આ પુસ્તકમાં આબૂના હવાપાણી, જુદાં જુદાં આકર્ષણો અને પ્રવાસીઓને ઉપયોગી એવી માહિતી આપવામા આવી છે માઉન્ટ આબૂ જનારાઓ આ ઉપયોગી પુસ્તક ખરીદવુ ન ચૂકે

—ધી હિંદુ

# પ્રસ્તાવના

એક પુસ્તક કે જે એક વાર સર્જાયું હોય અને સાહિત્યની આલમમાં મૂકાઈ ચૂકયું હોય તે નવી સજાવટ અગર તો નવા મુદ્રણ પ્રકાશનના કારણે તેના આવશ્યક અંગોમાં બદલવું જોઈએ નહિ. નહિ તો પુસ્તક એનું એ જ પુસ્તક નહિ રહે. આથી હું ફરીથી એકવાર તમારી સમક્ષ માઉન્ટ આબૂ – "The hill of wisdom", "The 'Saint's Pinnacle', "The Rajput Olympus", "The mons Capitalia" ના ચાહકો સમક્ષ મારા પુસ્તક "માઉન્ટ આબૂ"ની આ નવી આવૃત્તિ સાદર કરું છું અને ખરા હૃદયથી આશા રાખું છું કે ભૂતકાળની માફક આબૂ આવનારા હજારો યાત્રાળુઓને પુસ્તકનાં પૃષ્ઠોમાં ઉપયોગી માહિતી મળી રહેશે. મને ખચીત દુ:ખ થાય છે કે આ પુસ્તક આટલું નાનું અને આટલું અધૂરું છે. આ પુસ્તકમાં આબૂના આદિવાસીઓ, રાજવંશોના ઉત્થાન અને પતન, આબૂ પર્વત ઉપર અને તેની તળેટીમા ખેલાયેલા દારૂણ સંગ્રામો, દેવોનાં મિલન અને મહોત્સવ સંબંધમાં કાંઈપણ આપી શકાયું નથી. આબૂનાં ગુપ્ત દેવાલયો, વિસરાઈ ગયેલી ગુફાઓ, એકાંત વાટિકાઓ અને પૃથ્વીના આ વરાયેલા પ્રદેશોનાં સડા રહિત ગામડાંઓ સંબંધમાં કાંઈ પણ લખાયું નથી અગર તો ઘણું જ

થોડું લખાયું છે, પરંતુ આપણામાંના ઘણાંમાં જડની દૃષ્ટિ આબૂના ઝાંખામાં ઝાંખા દર્શન માત્રથી પણ તેજસ્વી બને છે. આબૂ કે જ્યાં તમે જો એક દિવસ માટે પણ ઉપવાસ કરો તો તમારાં સર્વે પાપો ધોવાઈ જાય છે. જો તમે આબૂ ઉપર ફક્ત એક વરસ રહો તો તમે સમસ્ત માનવજાતિના ઉપદેશક બની જાઓ. હું આશા રાખું છું કે મારા આ પુસ્તકમાં આમતેમ જે ઝાંખાં પ્રતિબિંબો છે તેમાં કોઈક વાચક આ દેવનગરીનું પવિત્ર દર્શન શોધી કાઢશે. જો એમ થાય તો વાચકે પવિત્ર અર્બુદા શિખર ઉપર ચઢવું અને પોતે જાતે જ જોઈ લેવું કે મેં કલ્પિત વાતો લખી નથી પરંતુ જીવંત સત્ય લખ્યું છે.

અત્રે પ્રગટ થયેલા સંદેશાઓમાં ઘણા પ્રતિષ્ઠિત માણસોએ એ હકીકતનો સ્વીકાર કર્યો છે કે આ પ્રકાશનથી તેના વાચકોની માંગ મોટા ભાગે સંતોષાય છે. વધુમાં આ સંદેશાઓમાં સારી એવી શુભેચ્છા વ્યક્ત કરવામાં આવી છે અને એ શુભેચ્છા ચાલુ રહેશે તેવી સામાન્ય ખાતરી પણ આપવામાં આવી છે.

આ બન્નેને પાત્ર થવા અમે અમારા પ્રયાસો જારી રાખીશું. જય આબૂજી – જય અંબાજી.

૬૫, ગુપ્તા હાઉસ, આબૂ

ઓમ્ પ્રકાશ ગુપ્તા

---

માઉન્ટ આબૂ ગાઈડ (હિન્દી, ગુજરાતી, અંગ્રેજી)માં જાહેર ખબર આપી લાભ લેશો.

# વિષયાનુક્રમ

દર વરસે માઉન્ટ આબૂ પર આવનાર યાત્રીઓની સંખ્યા

| | |
|---|---|
| ૧૯૬૩ | ૧,૨૭,૦૦૦ |
| ૧૯૬૪ | ૧,૫૩,૦૦૦ |
| ૧૯૬૫ | ૧,૬૨,૦૦૦ |
| ૧૯૬૬ | ૧,૭૬,૦૦૦ |
| ૧૯૬૭ | ૧,૯૯,૦૦૦ |
| ૧૯૬૮ | ૨,૨૫,૦૦૦ |



# માઉન્ટ આબૂ

## [૧] રેલવે તથા બસ માર્ગ

અમદાવાદ, દિલ્હી અથવા મુંબઈથી આબૂરોડ સ્ટેશને પહોંચવા માટે વેસ્ટર્ન રેલવેની મીટરગેજ રેલવે લાઈનનો ઉપયોગ કરવામાં આવે છે. વેસ્ટર્ન રેલવેના આબૂરોડ સ્ટેશનની ઉત્તર-પશ્ચિમ દિશામાં લગભગ ૨૮ કિલોમીટર દૂર માઉન્ટ આબૂ આવેલું છે. દિલ્હીથી આવતા મુસાફરો માટે માર્ગમાં જયપુર તથા અજમેર અને મુંબઈથી આવતા મુસાફરો માટે માર્ગમાં વડોદરા અને અમદાવાદ એ જોવાલાયક શહેરો છે. માઉન્ટ આબૂ મુંબઈ, વડોદરા અને અમદાવાદથી ઉત્તરે અનુક્રમે ૬૭૭, ૨૮૯ અને ૧૮૬ કિલોમીટર દૂર છે તથા દિલ્હી, જયપુર અને અજમેરથી દક્ષિણ-પશ્ચિમમાં અનુક્રમે ૭૪૯, ૪૪૧ તથા ૩૦૫ કિલોમીટર દૂર છે.

આબૂરોડ રેલવે સ્ટેશનથી માઉન્ટ આબૂ સુધી પાકી આસ્ફાલ્ટની સુંદર સડક બનાવવામાં આવેલી છે. આ

સડક પર નિયમિત બસ સર્વિસ ચાલે છે. આ સડક સર્પાકાર છે અને એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી કે આ સડક એન્જિનિયરીંગ કલાનો એક અદ્ભુત નમૂનો છે. માઉન્ટ આબૂ ઉપર ચઢતી વખતે ઉપરની સડકનાં ચક્કર, પહાડને કમરપટો પહેરાવવામાં આવ્યો હોય તેવાં દેખાય છે. અને તે ઉપરથી સડકનાં નીચેનાં ચક્કર કોઈ સુંદર બાગનાં પગથિયાં હોય તેવાં દેખાય છે.

રેલવે તથા મોટરોના આવવા જવાના ભાડાના દર તથા સમય જાણવા માટે આ પુસ્તકમાં આપવામાં આવેલું પરિશિષ્ટ જરૂર વાંચશો.

પશ્ચિમી રેલવે પહેલાં રાજપૂતાના માળવા રેલવે કહેવાતી હતી અને તેનું ઉદ્ઘાટન તા. ૩૦મી ડિસેમ્બર ૧૮૮૦ના રોજ થયું હતું. આબૂ પર્વત સામેની સડક ઈ. સ. ૧૮૮૪માં તૈયાર થઈ હતી પરંતુ છેલ્લાં ૮૧ વર્ષમાં તેના સમારકામ પાછળ સારું એવું ખર્ચ થયું છે. પશ્ચિમી રેલવે શરૂ થઈ અને તે સડક બની તે પહેલાં આ પર્વત સુધી પહોંચવું ઘણું જ મુશ્કેલ કામ હતું અને તેને એક સાહસ ગણવામાં આવતું. આ મુશ્કેલ પ્રવાસનો ખ્યાલ પણ આજે આવી શકે તેમ નથી. આબૂના ઊંચાં શિખરોને ફરથી જોઈ લેવાનું સહેલું હતું પરંતુ ત્યાં સુધી પહોંચી તેના કુદરતી સૌન્દર્યનો આનંદ મેળવવાનું ઘણું કઠિન હતું. એટલે જ પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા કર્નલ ટૉડે જ્યારે આબૂની દુર્ગમ ચઢાઈ તથા બીજી મુશ્કેલીઓ પાર કરીને આબૂને પહેલવહેલો દેખ્યો ત્યારે તેમણે લખ્યું છે કે ‘લગભગ

બપોરે જ્યારે હું *શિતળા માતાના ઘાટથી નિકળ્યો અને જ્યારે આબૂના ઊંચાં શિખરો મારી નજરે પડયાં ત્યારે મારું હૃદય આનંદથી નાચી ઊઠયું હતું અને સરાક્યુસના શબ્દોમાં હું બોલી ઊઠયો "જેને શોધતો હતો તે મળી ગયો." આવી મુશ્કેલ છે આબૂની યાત્રા. આ મુશ્કેલીઓ પાર કરી દરેકને બેહદ ખુશી ઊપજે છે.'

## મોટરની સહેલ

આબૂરોડ સ્ટેશનથી પહેલા ૮ કિલોમીટર સુધી એટલે કે માઉન્ટ આબૂની તળેટી સુધીની મુસાફરી હૃદયંગમ દશ્યો તથા મનને પ્રફુલ્લિત કરતા ગ્રામ્ય વાતાવરણ વચ્ચે તમે સંપૂર્ણ સ્ફૂર્તિ તથા તાજગી અનુભવો છો. તળેટી પછીની તમારી મુસાફરી મનોરમ્ય ઘાટીઓનાં સુંદર દશ્યો, સડકની બંને બાજુ પરની ચિત્રવિચિત્ર ઝાડી, પરિચિત-અપરિચિત ફળ તથા ફૂલનાં ઝુંડ તથા શીતળ અને સુરમ્ય પવનથી તમારા મનને આનંદથી ભરી દે છે. સડકની એક બાજુ લીલીછમ ઘાટી નજરે પડે છે તો બીજી બાજુ વન-વૈભવથી પરિપૂર્ણ વિશાળકાય પહાડોની હરોળો નજરે પડે છે.

શહેરની ધાંધલ અને કોલાહલથી દૂર દરેક વ્યક્તિ અહીંની યાત્રાથી એક પ્રકારનો નૈસર્ગિક આનંદ અનુભવે

*શિતળા માતા આગળથી હું પસાર થયો ત્યારે લગભગ બપોર થવા આવ્યું હતું અને આબૂ પર્વતનું શિખર મારી નજરે પડતાં મારા આનંદનો પાર રહ્યો ન હતો. અને સિરાક્યુસની જેમ હું 'આનંદ હો, આનંદ હો' એમ પોકારી ઊઠયો હતો.

—જે. ટૉડ

છે. પ્રકૃતિના સમાગમથી પ્રત્યેક વ્યક્તિના હૃદયમાં સાત્વિક ભાવો ઉદ્ભવે છે. રાગ–દ્વેષ જેવી હલકી ભાવનાઓ આપોઆપ વિદાય લે છે. પહાડોનાં ઊંચાં ઊંચાં શિખરો અને વિશાળકાય વૃક્ષો નિહાળી મનુષ્ય આપોઆપ અંતરમુખ થઈ તત્ત્વજ્ઞાની બની જાય છે.

આબૂ સ્ટેશનથી માઉન્ટ આબૂ સુધીની આ યાત્રા દરમિયાન ઘણાં જોવાલાયક સ્થળો આવે છે. જેમાં મુખ્ય નીચે મુજબ છે :—

રજવાડાપુલ*, બનાસ નદી+, ટાવર ઑફ સાયલેન્સ (પારસીઓનું આરામગાહ), જ્વાલાદેવીની ગુફા (અહીં જ્વાલાદેવીની મૂર્તિ છે અને એમ કહેવામાં આવે છે કે આ ગુફા અદ્દરદેવીની ગુફા સુધી ગયેલી છે), શાંતિ-આશ્રમ, છીપાવેરી પીર, સાત ધૂમ, આરણા, હનુમાનજીનું મંદિર, વગેરે.

શાંતિઆશ્રમ ગુરુશ્રી વિજયશાન્તિસુરિશ્વરજીના ભક્તો તરફથી તૈયાર કરવામાં આવ્યો છે. અહીં મકાનના

*આ પુલ ઈ. સ. ૧૮૭૯મા રૂ ૧,૦૦,૯૫૫ના ખર્ચે બાંધવામાં આવ્યો છે. આ રકમ રાજસ્થાનના આગેવાન રાજાઓ તરફથી આપવામાં આવી હતી. આ પુલમાં ૩૫–૩૫ ફીટના ૧૭ સ્થંભ છે.

+પશ્ચિમી બનાસ નદી ૬૪ કિલોમીટર સુધી આબૂ અને અરવલીના ડુંગરોમાથી પસાર થાય છે. આ નદી માવલ નામના ગામથી થોડેક દૂર નીકળી ગુજરાતમાં પ્રવેશ કરે છે અને અંતમાં કચ્છના રણમાં વિલીન થઈ જાય છે

આકારની એક મોટી ગુફા તૈયાર કરવામાં આવી છે. અર્ધો માર્ગ કાપ્યા બાદ એક ચૌકી અથવા પડાવ આવે છે. આ સ્થળ ૧૯૯૭ ફીટ ઊંચું છે અને તે છીપાવેરીના નામથી પ્રખ્યાત છે. અહીં આવેલા વડ નીચે મુસાફરો આરામ લે છે. અહીંનું પ્રાકૃતિક સૌંદર્ય આકર્ષક છે. આ સ્થળનું બીજું આકર્ષણ વાંદરાઓનો મોટો કાફલો છે. આ વાંદરા પાળેલા છે અને તમારા હાથે તેમને ખવડાવી શકાય છે.

ઉપર મુજબનાં સ્થળ પસાર કરી તમે આબૂ પહોંચશો તો તમને એવો અનુભવ થશે કે શરીરને તાઝગી આપનાર તંદુરસ્ત વાતાવરણ વચ્ચે તમે આવી ઊભા છો. આબૂના તમારા વસવાટ દરમ્યાન તમને એક એવો અનેરો આનંદ અને અનુભવ થશે કે તમારી આ યાત્રા તમારા શરીર-સ્વાસ્થ્ય માટે જ નહિ પરંતુ મનની સ્થિતિસુધારણા માટે ચિરંજીવ બની જશે.



એક ગાઈડ સાથે એક સ્થૂલકાય પ્રવાસી પર્વત પર ચડી રહ્યો હતો. તે શ્વાસ લેવા ઊભો રહ્યો અને ગાઈડને પૂછ્યું, "જો હું પડી જાઉં અને મારો પગ ભાંગે અથવા બીજી કાંઈ ઈજા થાય તો તું મને હોટલ પર પાછો લઈ જઈશ ?"

ગાઈડે કહ્યું, "જરૂર. ગયા વર્ષે તમારા કરતાં વધુ સ્થૂળ-કાય પ્રવાસી સાથે હું જતો હતો અને તે એક ખીણમાં પડી ગયા હતા. મેં તેમને બહાર કાઢયા હતા પરંતુ આમ કરતાં પહેલાં મારે ત્રણ ધક્કા ખાવા પડયા હતા.

× લાખૈં જિહેં સુલતાન નગ, નહિ લાખૈં સો એક
જસી ઓર અભિમાન બિચ, આબૂ તીજા લોક

આબૂ પર્વત રાજસ્થાનમાં આવેલી શિરોહી જિલ્લાના અગ્નિખૂણામાં આવેલ છે આ પર્વતને અરવલ્લી * પર્વતમાળાનો એક વિભાગ કહેવામા આવે છે, પરંતુ ખરી રીતે તો આબૂ પર્વત તેનાથી ભિન્ન દેખાય છે, અને તેનો દેખાવ પર્વતી દ્વીપકલ્પ જેવો નજરે પડે છે આ પર્વતની ઊંચાઈ સમુદ્રની સપાટીથી ૪૦૦૦ ફીટ જેટલી ઊંચી છે અને કેટલેક સ્થળે તો તે આ કરતાં પણ વિશેષ ઊંચી માલૂમ પડે છે પર્વતનું સૌથી મોટું શિખર "ગુરુશિખર" સમુદ્રની સપાટીથી ૫૬૫૩ ફીટ જેટલું ઊંચુ છે. પર્વતાધિરાજ હિમાલય અને નીલગિરિ પર્વતની હારમાળા વચ્ચે આટલી ઊંચાઈવાળું એક પણ શિખર નથી આબૂ પર્વતનો ઉપરનો વિસ્તાર લંબાઈમા બાર માઇલ જેટલો અને પહોળાઈમા બે–ત્રણ માઈલ જેટલો છે

સપાટીને ફરતો એનો ઘેરાવો ૪૮ કોસનો એટલે કે લગભગ ૧૦૦ માઈલનો ગણી શકાય

આ પર્વતનો ઢોળાવ વિવિધ પ્રકારના વૃક્ષોથી અને પુષ્પોથી ભરચક દેખાય છે આબૂગિરિની યાત્રા કરનાર

---

× રાજસ્થાની કવિતા

* અરવલ્લીની ટેકરીઓ જે રાજસ્થાનમાં એક છેડેથી બીજા છેડા સુધી આવેલી છે તે ૪૩૦ માઈલના દિલ્હીથી ગુજરાત સુધીના સપાટ મેદાન પર ઉત્તર–પૂર્વથી દક્ષિણ–પશ્ચિમ સુધી સળંગ હરોળ બની રહે છે

પથિક તેના આ નૈસર્ગિક સૌંદર્યનાં ચિત્રવિચિત્ર દશ્યો નજરે નિહાળી તેની પ્રશંસા મુક્તકંઠે કર્યા વગર રહી શકતો જ નથી. વિશાળ શિલાઓનું અને જંગલી કુસુમોનું ચિત્તાકર્ષક દશ્ય, પર્વતની પછી અને ઝાડોની પછી પાછો પર્વત અને તેને અંગે હજારો ફીટની વિશાળતા-વાળું રમ્ય મેદાન, પાણીનાં નાજુક ઝરણાંઓ – આ સર્વ પર્વતની સુંદરતાને અપૂર્વ ઓપ આપી રહ્યાં છે. તેની વાસ્તવિક સુંદરતાનું તથા તેની શોભાનું વર્ણન કરવું તે કલમના કબજાની બહારની વસ્તુ છે. એટલે કે અવર્ણનીય છે. ભારતવર્ષમાં સિમલાનું જે સ્થાન છે તેની સરખામણીમાં મૂકી શકાય તેવું સ્થાન જો કોઈ પણ હોય તો તે રાજસ્થાનની અંદર આવેલ આ આબૂગિરિરાજ જ છે.

અહીંનાં હવાપાણી આરોગ્યવર્ધક અને ખુશકારક છે. અહીં આગળ હંમેશ તાજગીભરી અને સામાન્યતઃ ઠંડી પવનલહેરો આવે છે. કાર્ય કર્યા પછી મેદાનોના તાપથી અને ધૂળથી ત્રાસીને પ્રવાસી એક પ્રકારની મનગમતી નિરાંત મેળવે છે. અશક્તોને તો અહીંનો ફેરફાર ભાગ્યે જ ઉપકારી થયા વિના રહે. નબળા બાંધાના જે લોકોથી મેદાનોની ગરમી સહન ન થતી હોય તેમને આ ટેકરીઓ સરસ આશરો આપશે. અશક્તોને મોટામાં મોટો ફાયદો તો એ થશે કે તેઓ હરરોજ નિયમિત કસરત કરી શકશે; અને તેમ છતાંય રાત્રિની ગાઢ શાંતિને લીધે તે પોતાનો આરામ કોઈ દિવસ ગુમાવશે નહિ. આ જાતની હવા કેવી ઉપકારક છે તેનો ખાસ નિર્દેશ કરવો બિનજરૂરી છે. હું મારા અનુભવથી ખાતરીપૂર્વક કહી શકું છું કે નબળાં બાળકોની તંદુરસ્તી પાછી મેળવવા માટે એ ખૂબ ઉપયોગી નીવડશે.

અહીંનું પાણી તથા હવા દરેક પ્રકારથી સારાં છે. અહીં પણ ત્રણ ઋતુઓ થાય છે: શિયાળો, ઉનાળો તથા ચોમાસું.

[ ૧ ] ઠંડીની શરૂઆત ઓક્ટોબર માસથી શરૂ થઈ જાય છે. ફરવા માટે અથવા તબિયત સુધારવા માટે આ મોસમનો લાભ માગશર માસ સુધી લઈ શકાય છે.

ડિસેમ્બરની અધવચથી ફેબ્રુઆરી સુધીમાં અહીં અશક્ત તથા વૃદ્ધ માણસોને વધારે ઠંડી લાગે છે, કારણ કે આ વખતે ઓછામાં ઓછી ટેમ્પરેચર લગભગ ઠાર પોઈન્ટથી થોડી જ ઓછી રહે છે. વધુમાં વધુ ટેમ્પરેચર માત્ર ૨૦ ડિગ્રી અથવા તેથી પણ ઓછી રહે છે. ૧૯૬૪ અને ૧૯૬૫માં ટેમ્પરેચર નીચે મુજબ હતી:

| | વધુમાં વધુ | ઓછામાં ઓછી |
|---|---|---|
| ૧૩-૧૨-'૬૪ | ૧૭.૬૦° | ૪.૨° (સેન્ટીગ્રેડ) |
| ૧૬-૧૨-'૬૫ | ૧૯.૨° | ૬.૨° ,, |

[ ૨ ] ગરમીની શરૂઆત માર્ચથી થઈ જાય છે પણ રાત્રિ આનંદદાયિની હોય છે.

ગરમી પણ ઓછી અને શરદી પણ ઓછી. આ મોસમમાં વસંત જેવો અનુભવ થાય છે. એપ્રિલ, મે અને જૂનમાં ગરમી પડે છે. પહેલાં આ માસમાં પણ ગરમી પડતી ન હતી કેમ કે સઘન જંગલ હતાં. હાલમાં ઘણાં જંગલ કપાઈ ગયાં છે એટલે થોડી ગરમી પડે છે.

દિવસે ટેમ્પરેચર ભાગ્યે જ ૩૩° ડિગ્રીથી વધારે થાય છે. અને રાતના ૧૦° સુધી અથવા તેથી ઓછી થાય છે. ૧૯૬૫-૬૬માં વધારેમાં વધારે ટેમ્પરેચર નીચે મુજબ હતી:

| | વધુમાં વધુ | ઓછામાં ઓછી |
|---|---|---|
| ૩૦-૪-'૬૫ | ૩૨.૦° | ૨૩.૦° (સેન્ટીગ્રેડ) |
| ૬-૬-'૬૬ | ૩૬.૬° | ૨૫.૫° ,, |

[૩] સાધારણતઃ ૧૫ જૂનથી વરસાદની સીઝન આવી જાય છે અને સપ્ટેમ્બર માસના અંત સુધી વરસાદની ઋતુ હોય છે. આ મોસમમાં ચારેબાજુ વાદળો હોનાથી ધુમ્મસ જેવું લાગે છે. આને લીધે આબોહવામાં ફેર પડે છે. ઘરની અંદર વાદળ પ્રવેશ કરે છે. આટલું હોવા છતાં વર્ષાની મોસમ એટલી બધી પ્રતિકૂળ દેખાઈ શકતી નથી. આનું કારણ એ છે કે વરસાદના પાણીનો જલદીથી નિકાલ થઈ જાય છે. અહીંનાં રસ્તા તથા ગટરની બનાવટ એટલી બધી સુંદર છે કે પાણી કોઈ પણ જગ્યાએ રહી શકતું નથી. આ મોસમમાં પહાડની શોભા બમણી થઈ જાય છે. નાનું નાનું ઝરણું, સુંદર સુંદર શબ્દો, શિખર ઉપર ફરવાવાળાં વાદળાં, લીલાં લીલાં વૃક્ષોની કતાર માનવદૃષ્ટિને આકર્ષિત કરી દે છે.

શિરોહીના મહારાવે (સં. ૧૯૨૮–૧૯૬૪) વસન્તઋતુની સજળ અને રમણીય આબૂના પહાડની છટા જોઈને દોહરો રચ્યો હતો :

ટૂકૈ–ટૂકૈ કેતકી, ઝિરનૈ ઝિરનૈ જાય,
અર્બુદકી છવિ દેખતાં ઔર ન સાલૈદાય.

અર્થાત્ પહાડની દરેક ચોટીમાં તો કેતકી છે અને પાણીનાં દરેક ઝરણામાં ચમેલી છે. આબૂની સુંદર જગ્યા જોઈને બીજી કોઈ જગ્યા પસંદ આવતી નથી.

છેલ્લાં ૧૦ વર્ષમાં સરેરાશ વરસાદ ૭૦ ઈંચ છે. વર્ષાઋતુ પૂરી થયા પછી ઠંડીની સીઝન શરૂ થાય એ પહેલાં વાતાવરણ સુંદર થઈ જાય છે. સાથે સાથે ઠંડીનો પ્રકોપ પણ વધી જાય છે.

ઉનાળા માટે આબૂ રાજસ્થાનની રાજધાની છે. અને તબિયત માટે અહીંનું પાણી, હવા લાભકારક છે એટલે

આ જગ્યા પ્રસિદ્ધ છે. અહીં એક વિકાસવિદ્યાલયની જરૂર છે જેમાં બાળકો શિક્ષા ગ્રહણ કરી ઉપયોગી નાગરિકો બને. જેથી તેમનામાં દેશ પ્રતિ પોતાનાં કર્તવ્ય અને જવાબદારીની ભાવના જાગે. ત્યાર પછી એક વ્યાયામશાળાની પણ જરૂર છે. આશા છે કે આ બે વસ્તુઓની કમી વહેલામાં વહેલી તકે પૂરી કરવામાં આવશે.

આબૂ પર્વત પર બે સીઝન આવે છે. પહેલી સીઝન માર્ચ માસના અંતથી અગર તો એપ્રિલથી શરૂ થાય છે. અને તે ૧૫ મી જુલાઈ પર્યંત પહોંચે છે. બીજી સીઝન ઓક્ટોબરથી શરૂ થઈ નવેમ્બરના અંત પર્યંત ચાલે છે. સદરહુ બીજી સીઝનના દિવસોમાં હવાપાણી આરોગ્યપ્રદ અને પુષ્ટિ આપનાર બની જાય છે. પહાડની ઠંડી હવા ક્ષય જેવા અસાધ્ય રોગોને પણ દૂર કરવા સમર્થ બને છે. આબૂ પર્વતની હવાના ઉપભોગ માટે આવનારાઓ મોટે ભાગે આ દિવસોમાં જ આવે છે. રાજપૂતાનાની, ગુજરાતની અને અમદાવાદની જનતા આ પર્વતનો લાભ સારા પ્રમાણમાં લે છે. આ ઉપરાંત મુંબઇ–નિવાસીઓ પણ આ સ્થાનનો વિશેષ લાભ લે છે. ગ્રીષ્મઋતુના દિવસોમાં આ સ્થાન રાજા–મહારાજાઓને તથા નવાબોને માટે કેન્દ્રસ્થાન બની જાય છે, અને તેને પરિણામે પર્વત પરની વસતી મોટા નગરની વસતીનું સ્વરૂપ ધારણ કરે છે.

## અંગ્રેજોનો અધિકાર

હિંદમાં બ્રિટિશ અમલના આગમન પછી આબૂ પર્વત બ્રિટિશ અમલદારોનો આશ્રય ભોગવી રહ્યો હતો.

તેઓએ રાજપૂતાના* ના રાજાઓ પર શાસન કરવા માટે લશ્કરી અને મુલકી વડા મથક તરીકે તેની પસંદગી કરી હતી. ૧૮૨૨માં કર્નલ ટૉડ નામના યુરોપિયને આબૂની પ્રથમ મુલાકાત લીધી હતી. ટૉડની મુલાકાતના સમય પછી ૧૮૪૦ સુધી આબુનો ઉપયોગ શિરોહીના પોલિટિકલ સુપરિન્ટેન્ડેન્ટ અને જોધપુરના જૂના કારોબારના અમલદારો ગ્રીષ્મ રહેઠાણ તરીકે કરતા હતા. ૧૮૪૦માં નકામા થઈ ગયેલા યુરોપીય સૈનિકોને પ્રથમ વાર અત્રે મોકલવામાં આવ્યા. એ સમયના શિરોહીના મહારાજા શિવસિંહજીને મળીને થોડી જમીન મેળવી તે જગા પર એક સેનેટોરિયમ ઊભું કરવામાં આવ્યું. શિરોહીના મહારાજ શિવસિંહજીએ અંગ્રેજ સરકારને જગા આપતી વખતે કેટલીક શરતો કરી હતી. તેમાં મુખ્ય શરત એ હતી કે આબૂ પર ગૌવધ કરવામાં ન આવે તેમ જ ગાયનું માંસ પણ લાવવામાં ન આવે.

તે પછી થોડા સમયમાં હિંદના જૂના રાજકીય ખાતાના રાજપૂતોના શાખાના વડા મથક તરીકે આબૂની

*રાજપૂતોનો દેશ રાજપૂતાના, રાજસ્થાન અથવા રજવાડાના નામે પ્રસિદ્ધ છે ભૂતપૂર્વ ભારત સામ્રાજ્યમાં રાજપૂતાના એક મોટો પ્રદેશ હતો જેમાં ૨૧ મોટાં રાજ્યો, ૨ નાની ઠકરાતો, ઉપરાંત અજમેર, મેવાડ તથા કેન્દ્રના શાસન હેઠળના આબૂ પહાડનો પણ તેમાં સમાવેશ થઈ જતો હતો.

રાજસ્થાનનું ક્ષેત્રફળ ૧,૩૨,૧૫૨ વર્ગ માઈલ છે. ભારતમાં તે બીજા નંબરનું મોટું રાજ્ય છે. સેંકડો વર્ષોથી રાજસ્થાનમાં ઊથલપાથલ થતી ચાલી આવી છે. આમ છતાં રાજસ્થાન સિવાય ભારતમાં બીજું કોઈ એવું રાજ્ય નથી જેણે પોતાની પુરાણી સંસ્કૃતિ અને વૈભવને ટકાવી રાખ્યો હોય.

પસંદગી કરવામાં આવી, અને પછીથી શિરોહીના મહારાવે બ્રિટિશ સરકારને આબૂનો કાયમી પટ્ટો કરી આપ્યો. બ્રિટિશ સરકારને આપવામાં આવેલી આ કિંમતી જમીનની ફેરબદલી કરતાં કરારમાં નીચે મુજબનું લખાણ છે:

"બ્રિટિશ શહેનશાહ પ્રત્યેની પોતાની વફાદારીના ચિહ્નરૂપે હીઝ હાઈનેસ મહારાજાધિરાજ શિરોહીના મહારાવ સર કેસરીસિંહ બહાદુર આથી તેમના પોતાના અને તેમના વારસો વતી આ સાથેના પત્રકમાં અને નકશામાં જણાવવામાં અને વર્ણવવામાં આવેલા વિસ્તારનો બ્રિટિશ સરકારને પટ્ટો લખી આપે છે અને સને ૧૯૧૭ની ૧ લી ઓક્ટોબરથી કાયમને માટે હવાલે કરી દે છે."

તેના બદલામાં મહારાજાને વાર્ષિક રૂ. ૨૭,૦૦૦ આપવાનું ઠર્યું હતું. પછી અંગ્રેજોએ અદ્યતન સવલતોથી તેને યુક્ત બનાવ્યાં. હિંદ છોડી જતાં પહેલાં થોડા સમય પૂર્વે અંગ્રેજોએ આ કાયમી પટ્ટો રદ કર્યો અને આબૂના જિલ્લાનો કબજો પાછો શિરોહીને સોંપ્યો.

## વિલીનીકરણ

દેશી રાજ્યોનાં જોડાણ અંગેની હાલની સરકારની નીતિ અનુસાર આબૂ સહિત શિરોહીનો વહીવટ મધ્યસ્થ સરકારનાં વતી મુંબઈ સરકારે ૧૯૪૯ની ૫ મી જાન્યુઆરીએ સંભાળી લીધો છે.

શિરોહી રાજ્યના ભાવિ અંગે મુંબઈ અને રાજસ્થાનના આગેવાનો વચ્ચે તીવ્ર મતભેદ પ્રવર્તતો હતો. રાજ્યના ભાગલા પાડી કામચલાઉ સમય માટે આ પ્રશ્નને શાંત કરવામાં આવ્યો

હતો. શિરોહીના આબૂરોડ અને દેલવાડા તહેસીલ (જેમાં માઉન્ટ આબૂનો સમાવેશ થતો હતો)ને મુંબઈમાં સમાવી દેવામાં આવ્યાં. અને રાજ્યના બાકીના ભાગને રાજસ્થાન સાથે જોડી દેવામાં આવ્યો. હિંદ સરકારના કાયદાની ૨૦૯/A કલમ હેઠળ આ નિર્ણયને તા. ૨૯–૧–૧૯૫૦થી અમલમાં મૂકવામાં આવ્યો હતો. આ નિર્ણય સામે રાજસ્થાને નીચેનાં કારણોસર પડકાર કર્યો હતો:—(૧) સદીઓથી માઉન્ટ આબૂ રાજસ્થાનનો ભાગ રહ્યું છે, (૨) માઉન્ટ આબૂની મોટા ભાગની વસ્તી રાજસ્થાની છે અને (૩) રાજસ્થાનમાં બીજું એક પણ 'હીલસ્ટેશન' નથી. રાજ્યપુનર્રચના કમિશન સમક્ષ આ ઝઘડાને રજૂ કરવામાં આવ્યો હતો. આ ચુકાદા મુજબ માઉન્ટ આબૂ ૧૯૫૬ના નવેમ્બર માસથી રાજસ્થાનને ફરીથી સુપરત કરવામાં આવ્યો હતો. હવે તે શિરોહી જિલ્લાનો પેટા–વિભાગ બની ગયો છે. રાજસ્થાન સરકાર આ પહાડનો વિકાસ સારી રીતે કરી રહી છે અને પુનર્મિલન પછી આ પહાડને સુંદર બનાવવા માટે સરકાર લાખો રૂપિયા ખર્ચે છે. આબૂનો સર્વાંગીણ વિકાસ અત્યારે પણ ચાલુ છે.

દીવાની તેમ જ ફોજદારી દાવાઓ સિવાયનો વહીવટ મ્યુનિસિપલ કમિટી દ્વારા ચાલે છે. આબૂની વાસ્તવિક સ્થિતિની સંભાળ, સફાઈ, શિક્ષણ અને સ્વરાજ્ય વગેરેનો પ્રબંધ તે કરે છે. આ કમિટીના પ્રબંધથી તેમ જ વહીવટથી

ધનવાન છોકરીઓ એમ માને છે કે લોકો પોતાના પૈસા પાછળ છે. દેખાવડી યુવતીઓ એમ માને છે કે લોકો પોતાને મૂર્ખ ગણે છે જ્યારે દેખાવડી ના હોય તેવી છોકરીઓ ધારે છે કે પોતે દેખાવડી નહિ હોવાથી પોતાને કોઇ પસંદ કરતું નથી.

આબૂ પર્વત પર રહેનારને ને યાત્રાળુ લોકોને સારી સુગમતા પ્રાપ્ત થાય છે.

ગામને તેની હાલની સંપૂર્ણ સ્થિતિએ લાવવામાં સુવ્યવસ્થાએ કેવો ભાગ ભજવ્યો છે તે નિહાળવું ખૂબ જ આનંદદાયક છે. આબૂમાં પણ સરકારી ખાતાં કાર્ય કરી રહ્યાં છે અને તેના કારણે જ "આબૂના બાબુ અને ગીરનારના સાધુ" આ પ્રકારની કહેવત આર્યાવર્તમાં પ્રખ્યાત પામી છે.

ઇતિહાસ

આબૂ પર્વત સંબંધી ઐતિહાસિક વિગત ઘણી જ પુરાણી છે. આ પર્વતનો પહેલવહેલો પત્તો કોણે મેળવ્યો છે તે આજે પણ કોઈ કહેવાને શક્તિમાન નથી. એક કિંવદંતી પ્રમાણે આબૂ પર્વત સતયુગમાં હતો પણ એની શોધ ૧૩મા સંવતમાં કલિયુગના સમયમાં આજથી ૨૦૦૦ વર્ષ પહેલાં વૈશાખી આઠમના દિવસે થઈ હતી છતાં આ પર્વતની ઉત્પત્તિ સંબંધમાં એક કિંવદંતી નીચે પ્રમાણે પ્રચલિત છે.

કેટલાંક વર્ષો પૂર્વે આ સ્થાન પર એક વિશાળ મેદાન હતું. દેવી તેમ જ દેવો ત્યાં નિવાસ કરતાં. આ મેદાનના એક વિભાગમાં જબરદસ્ત ને ઘણો જ ઊંડો ખાડો હતો. આ ખાડામાં નીચે દૃષ્ટિ કરતાં પણ તમ્મર આવી જતાં. આ સ્થાન પર વસિષ્ઠ નામના ઋષિ તપશ્ચર્યા કરી રહ્યા હતા. સંજોગોવશાત્ એક દિવસ તેમની ગાય ફરતી ફરતી આ અગાધ ખાડામાં પડી ગઇ. ઋષિને આ બનાવથી ઘણો જ સંતાપ થયો, અને ગાયને પાછી મેળવવા માટે

સહાયતાને અંગે તેઓ સરસ્વતી નદી પાસે ગયા. સરસ્વતી નદીએ પોતાનો જળપ્રવાહ તે તરફ લંબાવ્યો અને જોતજોતામાં તે ખાડો પાણીથી ભરપૂર બની ગયો; તરતી ગાય ઉપર આવી અને ઋષિએ તેને બહાર કાઢી. ગાય તો નીકળી પણ આ ખાડામાં બીજાં પશુઓ અને મનુષ્યો પડી જવાનો ભય તો ઊભો જ હતો એટલે તે ભય હંમેશને માટે દૂર કરવાને અર્થે વસિષ્ઠ ઋષિએ હિમાલય પર્વતને પ્રાર્થના કરી. ઋષિની વિજ્ઞપ્તિથી હિમાચળે પોતાના નાના **પુત્ર નંદીવર્ધનને** આ કાર્ય પૂર્ણ કરવાની આજ્ઞા આપી; પણ નંદીવર્ધન લંગડો હતો. તેણે પોતાની ફરજ બજાવવા માટે અર્બુદ નામના સર્પની સહાય માગી, અને સર્પની મદદ વડે તે આ વિશાળ મેદાનમાં આવી પહોંચ્યો. તુરત જ તે ગહન ગર્તામાં પ્રવેશ કરી તેણે તેને પૂરી દીધો. અર્બુદ-સર્પ પણ નંદીવર્ધનની નીચે સમાઈ ગયો હતો આથી

---

तनो गच्छेत धर्मज्ञ हिमवत्सुतमर्बुदम् ।
पृथिव्या यत्र वै छिद्र पूर्वमासीद युधिष्ठिर ॥

तत्राश्रमो वसिष्टस्य त्रिषु लोकेषु विश्रुतः ।
तत्रोष्ट रजनीमेका गो सहस्त्र फल लमेत् ॥

( महा० वन० तीर्थयात्रा० ८२/५५–५६ )
पद्मपुराण आदि० २४/३–४

ધર્મજ્ઞ યુધિષ્ઠિર પછીથી તમે હિમાલયના પુત્ર અર્બુદાચલ (આબૂ) પર્વત પર જાવ. જ્યાં અગાઉથી પૃથ્વીમાં (પાતાલલોકમાં) જવા માટે એક સુરંગ હતી. મહર્ષિ વસિષ્ઠનો ત્યાંનો આશ્રમ ત્રણે લોકમાં પ્રખ્યાત છે. માણસ જે ત્યાં એક રાત પણ વાસો કરે તો તેને હજાર ગૌદાનનું પુણ્ય મળે છે.

આ પર્વત નંદીવર્ધન અને અર્બુદ એ બંને નામથી પ્રચલિત છે

અકબરનામા (૨૧ મા વર્ષના પ્રસંગમા) અબુલફ્ઝલ જણાવે છે કે, આબૂનું જૂનું નામ 'અરબુદા અચલ' હતું. 'અરબુદા' દિવ્ય શક્તિનુ નામ છે તે સ્ત્રીના સ્વરૂપમાં રહીને મુસાફરોને રસ્તો બતાવે છે, અને 'અચલ'નો અર્થ 'પર્વત' થાય છે આ ઊંચા પર્વતના મથાળે આવેલો કિલ્લો ચઢવો એ બહુ મુશ્કેલ હતુ. વધુમા આ કિલ્લામા લાબા સમય સુધી ટકીને રહી શકાય તેમ નહોતુ; કારણુ કે તેની અંદર આવેલાં મેદાનોમાં પાણીના કેટલાક ઝરાઓ હતા.

આટલું દંતકથાના સંબધમા પર્વતના ઇતિહાસના સંબધમા સમ્રાટ ચંદ્રગુપ્તના દરબારમા સીરિયન એલચી મેગેસ્થનીસે પોતાના સસ્મરણોમા (ઇ સ પૂર્વે લગભગ ૩૨૫ થી ૩૦૦ના અરસામા) આ પર્વતનો ઉલ્લેખ કર્યો છે, જો કે તેનુ પુસ્તક અપ્રાપ્ય છે છતા પણુ મેગેસ્થનીસને આધારે પ્લીની (સને ૨૩ થી ૭૯ સુધીમા) આબૂને "mons Capitalia" એટલે દેહાત દડનો પર્વત કહે છે યાત્રાળુઓના શિરોમણી ચીની મુસાફર હ્યુએનસંગ અગર તો હ્યુઆનસાગ (સને ૬૨૯ થી ૬૪૫ સુધીમા) પણુ આ પર્વતની બાજુમાથી પસાર થયો હતો, પણુ તેણે તેની મુલાકાત લીધી નહોતી આબૂના ઇતિહાસની ચર્ચાસ્પદ વિગતોનો બોજો હું મારા વાચકો પર નાખવા ઇચ્છતો નથી, કારણુ કે તે સામાન્ય રસની બાબતો નથી માત્ર એટલી નોધ લેવી પૂરતી છે કે ઇસુના અગિયારમા સૈકાની શરૂઆતમા આ પર્વત પરમારોના કબજામા હતો અને

તેરમા સૈકાના અંતમાં હથિયારના બળે તે શિરોહીના દેવડાઓના કબજામાં આવ્યો.

પર્વતોના શિખરો માટે માનવજાતને હંમેશાં આકર્ષણ રહ્યું છે બેબિલોનિયન પ્રજા પર્વતોને પરમેશ્વરના નિવાસસ્થાન તરીકે માનતી હતી. ગ્રીક અને રોમનો એમ માનતા હતા કે પોતાના દેવો ઓલિમ્પસના ઊંચા પર્વતો પર રહે છે. અને દસ ઇશ્વરીય આદેશો સાથે મોઝીઝ પણ સિનાઇ પર્વત ઉપરથી નીચે ઊતર્યા હતા. આબૂ પર્વત * ભારતનાં યાત્રા-ધામોમાંનું એક છે આબૂના પ્રાકૃતિક સૌંદર્ય, એકાંત, અને નિર્જનતામાં મોટા મોટા તપસ્વીઓ, ઋષિમુનિઓ, મહાત્માઓ અને સમ્રાટોએ અપૂર્વ આત્મસુખ અને શાંતિ અનુભવ્યાં છે.

* પર્વત ધરતીનો વહાલસોયો પુત્ર હતો પરંતુ એક દિવસ કંઈક વાતમા ધરતીએ પર્વતને ફીટકાર આપ્યો સદા પ્યારમા રાચનારાળા પુત્ર માટે આ નવી જ વાત હતી તેને માટે ત્યા રહેવાનુ મુશ્કેલ થઈ પડ્યુ પરિણામે તેણે માતૃભૂમિ છોડી આકાશ તરફ જવા માંડ્યુ ધરતીએ જ્યારે આ જોયુ ત્યારે એ વિહ્વળ બની તેને પકડવા દોડી પરંતુ ધરતી પોતાના પુત્રને પકડે તે પહેલા પુત્રનું શરીર તો લગભગ આકાશમા પહોચી ગયુ હતુ માત્ર પગ જ બાકી રહ્યા હતા આથી ધરતીએ એકદમ પર્વતના પગ પકડી લીધા પરંતુ અભિમાનમા આવી ગયેલા પર્વતે માતાના આગ્રહની અવ-ગણના કરી તે માતૃભૂમિમા પાછો આવવા માગતો ન હતો ત્યારથી આજ સુધી માતા અને પુત્ર વચ્ચે આ ગજગ્રાહ ચાલી રહ્યો છે પુત્ર પોતાની પૂરી તાકાતથી આકાશ તરફ જવા પ્રયત્ન કરી રહ્યો છે ત્યારે માતા પુત્રને પોતાની પાસે રાખવા તેના પગ ખેંચી રહી છે. પરિણામે આપણે જે ધરતીકંપોનો અનુભવ કરી રહ્યા છીએ તે મા અને બેટા વચ્ચેની આ ખેંચતાણ છે

( કેલિફોર્નિયાની લોકકથા )

ગુરુદત્તાત્રય ભગવાને આબૂના સૌથી ઊંચા શિખર ગુરુશિખરને પોતાના પવિત્ર ચરણોથી પાવન કર્યું છે. એમ પણ કહેવાય છે કે પ્રતાપી પાંડવોએ પોતાના વનવાસકાળનો કેટલોક સમય આબૂ પર્વત પર ગાળ્યો હતો. આજ પણ પાંડવ ગુફા તથા ભીમગુફા તેમના નામથી પ્રસિદ્ધ છે. પાસે આવેલી નળગુફા પણ એ વિદર્ભ સમ્રાટની યાદ આપે છે. રાજા નળ જુગારમાં હારી પોતાની રાણી દમયંતી સાથે જંગલમાં ભટકયા હતા. રાજા નળે પણ કદાચ પોતાના આપત્તિકાળનો કેટલોક સમય આબૂમાં ગાળ્યો હોય તે શક્ય છે. રાજા હરિશ્ચંદ્ર પણ પોતાનું સામ્રાજ્ય બ્રાહ્મણોને દાનમાં આપી તેની દક્ષિણાનું ઋણ ચુકવવા પોતાની રાણી તારામતી તથા પુત્ર રોહિત સાથે ઉઘાડા પગે ભટકયાં હતાં. તેમણે પણ પોતાની વિપત્તિકાળનો કેટલોક સમય આબૂની શાંતિમાં પસાર કર્યો હોય તે બનવાજોગ છે. આબૂ પર્વત પર હરિશ્ચંદ્રગુફા આજે પણ છે.

---

* જ્યોર્જિયન સેનિટરી એન્ડ હાઈજિનિક ઇન્સ્ટિટ્યૂટ ' ખાતેના સંશોધક ડૉ. જી. સીન્સીગનીલીએ આંકડાઓ રજૂ કરી એ પુરવાર કર્યું છે કે દરિયાના સપાટીથી માણસ જેટલો ઊંચો રહે છે તેટલા પ્રમાણમાં તેનું આયુષ્ય લાંબું હોય છે. ડૉકટરના આંકડાઓ પરથી જણાય છે કે જો માણસો દરિયાની સપાટીથી ૭૦૦–૭૫૦ મીટર ઊંચે રહે તો દર ૧૦,૦૦૦ માણસોએ ૧૩ માણસો ૯૦ વર્ષ અથવા તેથી વધારે જીવે છે, અને જો તેટલા જ ૧૦,૦૦૦ )માણસો દરિયાના સપાટી કરતાં ૧૦૦૦ મીટરની ઊંચાઇએ રહે તો ૧૮ માણસો ૯૦ વર્ષ અથવા તેથી વધારે જીવે છે. ૧૦૦૦ થી ૨૦૦૦ મીટરની ઊંચાઇએ રહે તો ૪૨ માણસો અને ૨૦૦૦ મીટર અથવા તેથી વધુ ઊંચાઇએ રહે તો ૫૪ જેટલા માણસો ૯૦ વર્ષ અથવા તેથી વધારે જીવે છે.

પર્વતરાજ 'આબૂ'નાં ગલીઓ, મકાનો, શિલ્પસ્થાપત્ય, ધર્મસ્થાનો, પ્રતિમાઓ, વગેરેને ભારતના લાખો લોકો શ્રદ્ધાની દૃષ્ટિએ જુએ છે અને તેને પવિત્ર માની અંતરની અંજલિ અર્પે છે. તે પવિત્ર ધામ છે, જૈનો તેને તેમના પ્રથમ તીર્થંકર આદિનાથના અને હિંદુઓ પોતાના દેવોના નિવાસસ્થાન તરીકે તેને પવિત્ર ગણે છે. આબૂના સ્થાનિક દેવતા 'અચલેશ્વર' – (Immovable Lord)ના નામે ઓળખાય છે. આથી દરેક ધર્મપ્રેમી હિંદુ આબુ તીર્થની યાત્રા કરી પોતે કૃતાર્થ થયાનું માને છે.

પહાડ પર મળતા શિલાલેખોને સમયાનુક્રમે તપાસતાં જણાય છે કે અગાઉ અહીં શૈવધર્મનું પ્રાબલ્ય હતું. પર્વત પરનાં સૌથી વધુ જોવાલાયક સ્થાપત્યો – દેલવાડાનાં દેરાં ઊભાં કરનાર જૈનોનું આગમન સન ૧૦૩૨માં થયેલું જણાય છે. એ સમયે વિમળશાહે પોતાનું દેવળ બંધાવેલું. જૈનધર્મની ચઢતીની દોઢ સદી પછી આશરે સન ૧૨૨૦થી ૧૨૩૦ સુધીમાં જૈનમંદિરોની અને દેવોની સ્થાપના થયાને લગતા લેખો સંખ્યાબંધ છે. તે પછી શૈવધર્મે ફરી માથું ઊંચક્યું. ૧૫ મી સદી સુધીના જૈનધર્મના લેખો જણાતા નથી. તે પછી ૧૭૫૨ સુધી ફરી જૈનધર્મે જોર પકડ્યું, અને તે પછી પાછો શૈવધર્મ જોરમાં આવ્યો. અહીં હિંદુ અને જૈનધર્મની મિશ્ર કલા, ધર્મ અને સંસ્કૃતિનું એકી સાથે દર્શન થાય છે. અહીં જૈન મહામંત્રી વિમલશાહ અને વસ્તુપાલ તેજપાલને વિશ્વવિખ્યાત જૈનમંદિરો બંધાવ્યાં છે. જે સંગેમરમરની શિલ્પકલા તથા ધાતુકલાના સર્વોત્તમ નમૂના પૂરા પાડનામાં આવ્યા છે. અહીં હિંદુ સમ્રાટોમાંથી મેવાડ તથા ઉદેપુરના રાણાઓને તેમ જ ચંદ્રાવતીના ચૌહાણુ વંશજો

શિરોહીના તે વખતના શાસકોએ સમય સમય પર તિહાસિક કલાદર્શક મંદિરોની રચનાઓ કરી છે.

પુરાણોના સમયથી આ સ્થાન ઋષિઓના વસવાટ-સ્થાન તરીકે પંકાયેલું હોવાથી તે અતિ પવિત્ર મનાય છે. વૈદિક પુરાણોમાં પણ અર્બુદાચલનો નામોલ્લેખ નજરે પડે છે. તપસ્વી લોકો આ પર્વત પર પાંચ વર્ષ અગર તો બાર વર્ષ પર્યંત કઠોર તપશ્ચર્યા કરીને પોતાની તપશ્ચર્યાને સફળ થયેલ માને છે. ચાર ધામની યાત્રા કરનાર કોઈ પણ યાત્રાળુ આ આબૂ પર્વત પર આવ્યા વિના રહી શકતો નથી આ પર્વતનું માહાત્મ્ય અતિશય છે. જૈન લોકો પણ આ સ્થાનને પૂજ્ય દૃષ્ટિથી નિહાળે છે અને પ્રતિવર્ષ આબૂ–દેલવાડાના ભવ્યતમ જિનાલયોનાં દર્શન કરવા માટે સેંકડોની સંખ્યામાં ઉતરી પડે છે. માત્ર ભારતવર્ષના યાત્રિકો નહિ, પરંતુ યુરોપ, અમેરિકા વગેરે દુનિયાભરના દેશોમાથી ભારતવર્ષની યાત્રાએ આવનાર મુસાફર આ સ્થાને અવશ્ય આવે છે. એટલું જ નહિ, પણ દેલવાડાના શ્રેષ્ઠ શિલ્પને નિહાળતા તેમના મન પર ઊંડી છાપ પડે છે. તેઓ પોતાને વતન જઈ તેની સ્થાપત્યકલા તેમ જ નૈસર્ગિક સુંદરતા વિષે મુક્તકંઠે પ્રશંસાનાં પુષ્પો વેરે છે આને કારણે જ આ પર્વત વિશ્વ-ભરમાં પંકાય છે આર્યાવર્તને માટે તો તે આભૂષણ સમાન અને ગૌરવ લેવા લાયક છે. પ્રસિદ્ધ લેખક કર્નલ ટોડ આબૂ પર આવનાર પહેલવહેલા યુરોપિયન હતા. તેમણે "રાજપૂતાનાનો ઇતિહાસ" નામના પોતાના ગ્રંથમાં આ આબૂ પર્વતની ભારોભાર પ્રશંસા કરી છે આ ઉપરાંત અનેક યુરોપિયન વિદ્વાન લેખકોએ આ પર્વત વિષે અનેક ગ્રંથો અને લેખો લખ્યા છે.

★

## [૩] વનસ્પતિ અને પુષ્પો

**આ**બુ પહાડની સૌથી વધુ વિશેષતા અહીંનાં જંગલ છે. જંગલ ઉપર સરકારનો અધિકાર છે. જંગલોની સુરક્ષા કરવા માટે સારી વ્યવસ્થા છે. જંગલ વિભાગ તરફથી એક સુંદર નર્સરી છે, જેમાં જાતજાતના ઝાડ ઉગાડવામાં આવે છે.

સ્થાનિક વનસ્પતિ ખુબ જ વિવિધ પ્રકારની છે. વાંસની સાથે સાથે ખજૂરીનાં ઝાડ થાય છે. જંગલી જૂઈ, જાઇ અને ચમેલી સરસ ખીલે છે. સાથે સાથે વિવિધ પ્રકારના છોડો, જાંબુનાં અને ચીડનાં વૃક્ષો પણ અહીં ઊગે છે.

આબૂ જંગલી પુષ્પોથી અને છોડોથી સમૃદ્ધ છે. પુષ્પોની અને છોડોની મઘમઘતી અને તીવ્ર સુગંધ સમસ્ત હવાને તરબતર બનાવે છે અને શ્રમિત ઇંદ્રિયોને તાજગી અર્પે છે. આમાં ખૂબ જ ધ્યાન ખેંચનાર 'અંબરતરી' છે. એની વેલ આંબા ઉપર અને બીજાં વૃક્ષો ઉપર ચડે છે. વર્ષાઋતુમાં તેના ઉપર સુંદર ગુલાબી અને જાંબુડા રંગનાં નાજુક પુષ્પો ખીલે છે. ગુલાબી અને શ્વેત જંગલી ગુલાબના છોડનો ઉપયોગ બગીચાનો વાડો બનાવવામાં થાય છે. તેમના ઉપર

---

ધર્મ અને મઝહબો તો બહુ છે પરંતુ નૈતિકતા તો માત્ર એક જ છે.

ગુલાબ ખીલે છે ત્યારે રમ્ય દેખાવ લાગે છે. કરમદાં ચંપા તથા સુંદર અને સુવાસિત સૂર્યમુખી ફૂલો, જાઈ જૂઈનાં વિવિધ પ્રકારનાં ફૂલો અહીં થાય છે. વળી 'કારા' (Kara)ના છોડ પણ અહીં થાય છે. તે દર સાત વર્ષે ખીલે છે. આસમાની અને જાંબુડા રંગનાં એનાં પુષ્પો સપ્ટેમ્બર માસમાં ખીલે છે ત્યારે રમ્ય દૃશ્ય ખડું થાય છે.

આબૂમાં થોરની અને હાથલા થોરની વાડોના સુંદર દેખાવ જોવા મળે છે તે વનસ્પતિશાસ્ત્રી ન હોય તેવા માણસો પણ વખાણ્યા વગર રહી શકે નહિ. વિવિધ પ્રકારની લતા (વેલીઓ) એવું દૃશ્ય ખડું કરે છે કે લોભી વનસ્પતિશાસ્ત્રી કરતાં સામાન્ય નિરીક્ષક પણ તેને વધુ માણી શકે.

અહીંયાં પુષ્કળ પ્રમાણમાં ફાલસાં, કરમદાં, જાંબુ, કેરીઓ તથા દ્રાક્ષ થાય છે. સંત્રાં (Apricots) પણ અહીંયાં જોવામાં આવે છે. આબૂમાં થતા બિલાડીના ટોપ [ મશરૂમ ] સારી જાતના હોય છે.

## પશુપંખી

જ્યાં જંગલ હોય છે ત્યાં જાનવરો પણ હોય છે. આબૂનાં જંગલમાં પણ તે છે. કંઈ કંઈ જનાવરોથી જંગલ ભરપૂર દેખાય છે.

આબૂમાં અનેક જાતનાં પશુપંખીઓ છે, આમ છતાં આબૂનાં જંગલમાંથી સિંહનું અસ્તિત્વ લાંબા સમયથી નષ્ટ થયું છે. આ પ્રાણીનો છેલ્લો શિકાર સન ૧૮૭૨માં કોઈ ભીલ શિકારીએ કર્યો હતો.–તે પુખ્ત વયની સિંહણ હતી. શિકાર માટે બીજાં પ્રાણીઓ પર્વત પર હજી પુષ્કળ મળે છે. સાંભર અને બીજી જાતોનાં હરણો આબૂ પર ઘણાં છે. ડુક્કર અને સસલાં સામાન્ય છે. પંખીઓમાં પાર્ટ્રિજ, સેંડ

બ્રાઉઝ અને રાની મરઘાં–બતકાં શિકારીઓને સારો શિકાર પૂરો પાડે છે. " મોર બોલૈ રે મલજી આબૂરા પહાડો મેં " આ એક પ્રસિદ્ધ રાજસ્થાની ગીત છે.

નખી તળાવ માછલાં મારવા માટે સારી જગ્યા પૂરી પાડે છે. તેમાં ગીરી, સીંગી અને પથિલ કે પથરા જાતની માછલીઓ સારી સંખ્યામાં છે. ઉપરની બધી માછલીઓ વધારે ઓછા અંશે હાડકાંવાળી હોય છે, અને અમુક વખતે તેઓ તુરત જ ગલ લે છે. આમ છતાં આ તળાવમાં માછલાં મારવાની મનાઈ છે. આબૂના ઝરાઓમાં અને તળાવોમાં કરચલા પુષ્કળ છે. કેટલાક લોકો તે ખાય છે. અને તે સ્વાદિષ્ટ હોવાનું કહેવાય છે.

આબૂમાં ઘણા સાપ છે, પરંતુ સદ્‌ભાગ્યે તેમાંના જૂજ સાપો ઝેરી હોય છે. લોકો માને છે કે જે મહાન સર્પ 'અર્બુદ'ના નામ પરથી આ પર્વતનું નામ પડેલું છે તેણે ઝેરી સાપોને એક ગુફામાં જવા લલચાવી તેમને કાયમ માટે ગુફામાં પૂરી દીધા હતા અગર તેમને પર્વત પરથી હદપાર કર્યા હતા. આમ છતાં આબૂ પર નાગ અને વીંછી ક્વચિત્ માલૂમ પડે છે. આ પર્વત પર એવું કાંઈક નિ:શંકપણે છે કે ઝેરી સર્પોને માફક આવતું નથી.

માઉન્ટ આબૂ પર ઘણાં સુરીલાં પક્ષીઓ વારંવાર આવે છે. આમાંનાં ઘણાંખરાં ઉનાળામાં આવતાં પ્રવાસી પંખીઓ હોય છે, તેઓ ઘણાં આકર્ષક પીંછાંવાળાં હોય છે. તેઓ આ પર્વત પર માળા બાંધી ઇંડાં મૂકે છે. અહીં પતંગિયાં અસંખ્ય અને જાતજાતનાં હોય છે.

---

હું અજ્ઞાન છું તે વાત જ્ઞાનની દિશામાં એક મોટું ડગ છે.
**–ડિઝરાઈલી**

## ભૂસ્તર

આબૂ મુખ્યત્વે ભૂરાશ પડતા મોટા દાણાવાળા ગ્રેનાઇટનો બનેલો છે તેમા ઘણી જગ્યાએ કવાર્ટ્ઝ, ટ્રેપ, ગ્રીનસ્ટોન અને ગ્રેનાઇટ જેવા ખડકોના પડ જણાય છે અબરખના ટુકડા અને સખત પડવાળા ચૂનાના પથ્થરો ઢેર ઢેર મળી આવે છે બાધકામમા આબૂના ગ્રેનાઇટ પથ્થરોનો ઘણો ઉપયોગ થાય છે

પર્વત પર આરસની બે ખાણો છે એક ખાણ ‘વન્સવાવા’ નામે ઓળખાય છે તે અચળગઢની હદમા આવેલી છે બીજી ખાણ ગુરુશિખરની પેલી બાજુએ આવેલા ‘ઊતરજ’ નામના ગામડામા છે રાજસ્થાનમા આવેલી ‘જરીવાવ આતેની ખાણમાથી ખોદવામા આવેલા આરસથી દેલવાડાના જૈનમ દિરો બાધવામા આવ્યા હોવાનુ કહેવાય છે

આબૂમા ધરતીકપો અસામાન્ય નથી પરતુ સામાન્ય રીતે તેના આચકા નહી જેવા હોય છે મને ૧૮૨૫મા અને ૧૮૪૮મા કાઈક સખત આચકા થયા હતા તેથી ઘરોને નુકસાન થયાનુ જણાવાય છે આબૂમા ધરતીકપ કોઇક જ વર્ષે થતો નહી હોય, પરતુ સામાન્ય રીતે ભૂગર્ભમા નજીવા ગડગડાટ થાય તે સિવાય બીજુ કાઈ થતુ નથી લોકો માને છે કે પર્વત પર ગોમાસના આયાત કરવામા આવે છે તો ધરતીકપ થાય છે પર્વત પર ગોમાસ લાવવાની મનાઇ છે આ કહેવત પણ ઘણી પુરાણી ચાલી આવે છે કે, આબુ નીચે જે આર્બુદ સર્પ રહે છે તે છ છ માહને ફરવટ લે છે આથી ત્યા ધરતીકપ થાય છે એટલે લોકો ધરતીકપનુ કારણ આ જૂનીપુરાણી કહેવતને આધારે બતાવે છે

★

## આબૂમાં ઊતરવા માટેની કેટલીક સગવડોની વિગતો :

### ૧. ડાક બંગલો *

અહીં છ ડાક બંગલા છે—જેમાંના બેની વ્યવસ્થા સી. પી. ડબલ્યુ. ડી. કરે છે—ત્રણની વ્યવસ્થા રાજસ્થાન રાજ્યની પી. ડબલ્યુ. ડી. કરે છે. એકની વ્યવસ્થા એમ. ઈ. એસ. તરફથી કરવામાં આવે છે. આ ડાક બંગલાઓમાં 'સેપ્ટીક ટેન્કસ' તેમ જ 'સેનિટરી ફીટિંગ્સ'ની વ્યવસ્થા કરવામાં આવેલી છે. અહીં રસોઇયા રોકવામાં આવેલા છે. જે મુલાકાતીઓ માટે ખોરાક તૈયાર કરે છે તથા બીજી વ્યવસ્થા પણ કરી આપે છે. બસસ્ટેન્ડ પાસે નગરપાલિકાનું પણ એક વિશ્રામગૃહ છે. પશ્ચિમ રેલવેની બાજુથી બન્તર નજીક ડાક બંગલો (Big Peaches and Little Peaches) બાંધવામાં આવ્યો છે અને 'વન' વિભાગને પોતાનો ડાક બંગલો સન સેટ પોઇંટ રોડ પર બનાવ્યો છે.

* ડાક બંગલો એ ભૂતકાળમાંથી ઊતરી આવેલો શબ્દ છે. જૂના વખતમાં જ્યારે દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં ટપાલ અને બંડલો લઇ જવા માટે ટપાલીઓનો ઉપયોગ થતો તે સમયમાં વપરાતો આ શબ્દ છે. તે વખતે મુસાફરો ઘોડા પર પ્રવાસ કરતા અથવા તો ચાલતા ચાલતા જતા અને રસ્તામાં તેઓ થાક ખાવા જ્યાં થોભતા તે સ્થળો 'ડાક બંગલા' તરીકે ઓળખાતાં.

## ૨. સરકારી બંગલો (L. I G. House)

રાજસ્થાન સરકારે હમણાં જ આબૂ નજીકના મુખ્ય માર્ગ પર આ બંગલો બાંધ્યો છે. તેમાં ૨૫ સીંગલ અને ૪ ડબલ રૂમ છે. નક્કી કરવામાં આવેલું ભાડું આપવામાં આવતાં સરકારી તેમ જ બિનસરકારી માણસો અને સ્વદેશી તેમ જ પરદેશી પ્રવાસીઓ તેનો લાભ લઈ શકે છે. આ બંગલાની સાથે એક સ્વચ્છ કેન્ટીન પણ છે જ્યાંથી જમવાની તથા બીજી સગવડતા મળી શકે છે.

હજુ હમણાં જ તે બંગલાની સાથે એક મોટી ઇમારત ઊભી કરીને બંગલાનો વિસ્તાર વધારી દેવામાં આવ્યો છે. તે નવી ઇમારતના પહેલા મજલા પર ૮ ડબલ રૂમ તથા ૭ સીંગલ રૂમ બનાવવામાં આવ્યા છે અને બીજા મજલા પર પણ તેટલી જ સંખ્યામાં ડબલ અને સીંગલ રૂમ બાંધવામાં આવ્યા છે. આ ઉપરાંત સૂવાના ત્રણ રૂમ, તથા ડ્રોઇંગ અને જમવાનો હોલ બાંધવામાં આવ્યા છે. હવે આ આખાયે બંગલામાં લગભગ ૧૦૦ રૂમ થયા છે. પરિણામે પર્યટન માટે આવનારાઓને અથવા સહેલાણીઓને બહુ સગવડ થઈ ગઈ છે. ડબલ રૂમના દિવસના ભાડાના સીઝનમાં રૂ. ૮ અને સીંગલ રૂમના રૂ. ૫ છે. પરંતુ સીઝન વિના રૂ. ૬ અને રૂ. ૪ ભાડું હોય છે.

## ૩. હોટલો

અહીં નાનીમોટી ઘણી હોટલો છે. આ તમામ હોટલોમાં ખાવાપીવાની તથા રહેવાની સગવડો મળી રહે છે. આ હોટલો બજાર વિસ્તારની આસપાસ આવેલી છે. અહીં સ્વચ્છતા ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવે છે.

### ૪. ટુરીસ્ટ કોટેજ

રાજ્ય સરકારે નખી તળાવની ઉત્તર પશ્ચિમ બાજુએ પહાડના ઢોળાવ પર આધુનિક ઢબની ટુરીસ્ટ કોટેજ બનાવી છે. આ કોટેજમાં દરેક પ્રકારની સુવિધા મળી શકે છે. આ કોટેજમાં ખાસ કરીને મંત્રીગણ, ઉચ્ચ અધિકારીઓ અને પ્રતિષ્ઠિત વ્યક્તિઓ (વી. આઈ. પી. ઉત્તરે છે.)

### ૫. રીટાયરીંગ રૂમ

યાત્રીઓની સગવડ ખાતર મોટર ટરમીનસ બીલ્ડિંગના બીજા મજલે રીટાયરીંગ રૂમ રાખવામાં આવ્યો છે. અહીં ફર્નિચર, ઇલેક્ટ્રિક લાઈટ વગેરેનો સારો પ્રબંધ છે.

### ૬. ધર્મશાળાઓ

હિંદુઓ માટે રઘુનાથજીના મંદિર તથા દુલેશ્વરના મંદિરની ધર્મશાળાઓ અનુકૂળ છે. રઘુનાથજીના મંદિરની ધર્મશાળામાં દરેક પ્રકારની સગવડ મળે છે. જૈન યાત્રીઓ માટે દેલવાડામાં સારી ધર્મશાળા છે.

આ ધર્મશાળાઓમાં રહેતા પહેલાં ભાડું નક્કી કરી લેવું સારું ગણાય છે. કેમકે વિશ્રામની જગ્યા ઓછી છે. અર્થશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે જેવી જરૂર તેવા દામ અહીં પણ લેવાય છે. જે વસ્તુઓની માંગ વધારે હોય અને આવક ઓછી હોય એવી વસ્તુઓની કિંમત વધારે થઈ જાય છે. એમાં કોઈ પણ પ્રકારનું ઉચિત કે અનુચિત જોવાતું નથી.

### ૭. ભાડાનાં મકાન

માઉન્ટ આબૂ ઉપર ભાડાનાં મકાનો અને બંગલા મળી રહે છે. આ તમામ બંગલા અને મકાનો બજાર, તળાવ તથા રાજપૂતાના કલબની આસપાસ આવેલાં છે. સાધારણ રીતે આ મકાનો 'સીઝન' તથા ત્રણ મહિના ભરેલાં રહે છે, પરંતુ તે બધાં છ મહિના અથવા બાર મહિનાના ભાડેથી આપવામાં આવે છે.

રાજસ્થાન સરકારે ભૂતપૂર્વ રાજાઓના મહેલોને સમરાવીને ઊતરવાની વ્યવસ્થા કરી છે. જૂના અલવર હાઉસને હોલીડે હોમ (Holiday Home), કોટા તથા ધોલપુર હાઉસને સરકીટ હાઉસ (Circuit House) અને જેનિંગ હાઉસને બાલિકાઓ માટે હોલીડે હાઉસ બનાવી દીધું છે. આ બધાં સ્થળોએ દરેક પ્રકારની વ્યવસ્થા થાય છે.

હળવો વિનોદ

મુસાફર – અહીંથી બસસ્ટેન્ડ સુધીનું ભાડું શું?
રિક્ષાવાળો – એક રૂપિયો.
મુસાફર – અને આ સામાનનું શું?
રિક્ષાવાળો – કંઈ નહીં.
મુસાફર – તો તું આ સામાન લઈ લે; હું પગે ચાલીને આવું છું.

### પ્રવાસીઓને સૂચના

અહીં પડી જાવ નહિ તેની કાળજી રાખશો – આખો વિસ્તાર ખૂબ ભયજનક છે. આમ છતાં તમે પડી જાવ તો તમારી ડાબી બાજુ જોવાનું યાદ રાખજો. કારણ કે ત્યાં તમને આશ્ચર્યજનક દૃશ્ય સાંપડશે!

## શિબિર

### ખેલકૂદ અને પ્રશિક્ષણ શિબિર

**આ**બૂમાં ખેલકૂદ અને પ્રશિક્ષણનો શિબિર સૌપ્રથમ રાજ્ય ખેલકૂદ પરિષદે ૧૯૪૭ના મે-જૂન માસમાં સ્થાપ્યો હતો. ત્યારથી દર વર્ષે આબૂમાં ત્રણ અઠવાડિયાં માટે સમગ્ર રાજ્યના ખેલાડીઓ (યુવાન-યુવતીઓ) અને પ્રશિક્ષણાર્થીઓ પ્રશિક્ષણ માટે આવે છે. આ શિબિર ઉનાળામાં શરૂ થાય છે. આબૂ પર શિબિર યોજનાનો લાભ એ છે કે આખાયે રાજ્યમાં ખેલકૂદનો સંદેશો પહોંચે છે, અને લોકોમાં ખેલકૂદની ભાવના પેદા થાય છે તથા ખેલકૂદ પ્રત્યે રુચિ ઉત્પન્ન થાય છે.

આ શિબિરમાં ક્રિકેટ, ફૂટબોલ, વોલીબોલ, બાસ્કેટબોલ, ટેનિસ, ટેબલ ટેનિસ, ખોખોના પ્રશિક્ષણની વ્યવસ્થા છે. આ ઉપરાંત હવે થોડા સમયથી પર્વતારોહણના પ્રશિક્ષણની વ્યવસ્થા કરવામાં આવી છે. દરેક ખેલકૂદના મોટા ભાગના પ્રશિક્ષણાર્થીઓ અહીંથી જાય છે અને પોતે લીધેલી તાલીમનો લાભ બીજાઓને આપે છે. પોલોના મેદાનમાં

---

માણસ જો લખવા બેસે તો તેની પ્રત્યેક ભૂલમાંથી પોતાને કાંઈ શિખવાનું મળી જાય છે.　　　　—લોકહિત.

સેંકડો જણને રમતગમત કરતા જોઈ સામાન્ય જોનારને આશ્ચર્ય થાય છે.

### પર્વતારોહણ પ્રશિક્ષણ શિબિર (સાધના ભવન)

ગુજરાત સરકાર પણ આબૂમાં પર્વતારોહણની તાલીમ માટે પ્રશિક્ષણ વિદ્યાર્થીઓને મોકલતા હતા. પરંતુ હવે આબૂમાં જ એક પર્વતારોહણ સંસ્થાની સ્થાપના કરવામાં આવી છે. આ સંસ્થા તરફથી કોલેજના વિદ્યાર્થીઓ અને માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ માટે શિબિરો યોજાશે, જેમાં તાલીમ માટે તેમ જ રહેવા માટેની કોઈ પણ જાતની ફી લેવામાં આવશે નહીં.

### સ્કાઉટ પ્રશિક્ષણ શિબિર

રાજસ્થાન સરકાર ભારત સ્કાઉટની તરફથી આબૂ ઉપર સ્કાઉટની તાલીમ માટે શિબિરોનું આયોજન ૧૯૫૬ થી કરે છે ખાસ કરીને આ શિબિર ઉનાળામાં યોજાય છે. કેટલાક શિબિરો ડિસેમ્બર અને ઓકટોબર માસમાં પણ યોજાય છે. આ શિબિરોમાં સ્કાઉટો, ગાઈડો અને સ્કાઉટ શિક્ષકો તેમ જ ગાઈડ શિક્ષિકાઓને તાલીમ આપવામાં આવે છે. ઉપરાંત ચોકિયાત નેતાઓના પ્રથમ વર્ગની તેમ જ 'એડવાન્સ' (પૂર્વ) અભ્યાસક્રમની તાલીમ અપાય છે. તેમાં લગભગ ૫૦૦ સ્કાઉટ, ગાઈડ, સ્કાઉટર અને ગાઈડર ભાગ લે છે.

આ શિબિરો માટે જ્યાં પહેલાં મ્યુનિસિપલ મેદાન હતું તે મળેલું છે. આ એક રમણીય સ્થળ છે, શહેરની નજીક જ આવેલું છે. તે સ્થળે વીજળી, પાણીની પણ

લગવટો છે. આ શિબિરોની મહત્તા જોઈને રાજ્યસરકારે 'ગોમુખ રોડ' પર એક બીજું સ્થળ પણ સ્કાઉટની તાલીમ માટે નક્કી કર્યું છે અને આ નવા સ્થળનો પણ વિકાસ થઈ રહ્યો છે.

બસસ્ટેન્ડથી લગભગ ૨૦૦ કદમ દૂર એક બજાર આવેલું છે. અહીં આગળ ખાવાપીવાની તમામ વસ્તુઓ, લીલાં શાક અને હંમેશના આવશ્યક પદાર્થો મળે છે. હમણાં અહીંયાં એક 'એમ્પોરિયમ' રાજસ્થાન સરકાર તરફથી ખોલવામાં આવ્યો છે. જેમાં રાજસ્થાનની બનાવટની દરેક વસ્તુઓ મળે છે. રાજસ્થાન ખાદીવિભાગ તરફથી પણ એક ખાદીભંડાર ખોલવામાં આવ્યો છે જેમાં શુદ્ધ ખાદી મળે છે.

આબૂનું ક્ષેત્રફળ લગભગ ૮ ચો. માઈલ છે. જો આ પહાડ ઉપર સંપૂર્ણ રીતે મજાથી ફરવું હોય તો કેટલુંક અંતર મોટરોમાં, કેટલુંક અંતર પગે ચાલીને અને કેટલુંક અંતર પહાડોની પગદંડીમાં ચાલીને ફરાય છે. આખા સ્ટેશનમાં રસ્તાઓ પૂરતી રીતે પહોળા છે; સડકો ઘણી છે. તમે ગમે તે સ્થાન જોવા જશો તો પણ કદી ભૂલા નહિ પડો. લોકો ભૂલાવામાં ન પડે તે ખાતર દરેક સડક ઉપર 'પોઈન્ટ બોર્ડ'–રસ્તાનું નામ સૂચવતું પાટિયું મૂકવામાં આવેલું છે. સડકો ઉપર મોટરલોરીઓ, મોટરો, બળદગાડી, વગેરે સહેલાઈથી જા–આવ કરી શકે છે.

દેલવાડાથી અચલગઢ જવાનો માટે મોટરકાર, બળદગાડી, ટોળી અને મજૂર માટેની વ્યવસ્થા છે. રોડવેજની બસ પણ

યથાસમયે દેલવાડાથી અચલગઢ જાય આવે છે, તેની ઑફિસ દેલવાડામાં રાખવામાં આવી છે.

આબૂની વસ્તી બીજા પર્વતવાળાં મથકોની જેમ આખા વરસમાં એપ્રિલ માસથી જૂન માસ સુધીમાં હંમેશાં વધારે પ્રમાણમાં હોય છે. તેનું સામાન્ય વસ્તી-પ્રમાણ ૧૦,૦૦૦નું છે. પહાડ ઉપર કેટલાંક ગામડાઓ વસેલાં છે. તેઓમાં મુખ્યત્વે ભીલ અને લોક નામની જાતિથી ઓળખાતા વર્ગની વસ્તી છે. તે લોક કઠિન શ્રમ કરીને પોતાની આજીવિકા ચલાવે છે. પહાડ પર દરેક જાતના લોકો રહે છે. આટલી બધી ભિન્નતા હોવા છતાં અહીંની ભાષા હિન્દી છે.

બજારની બાજુમાં જ એક પબ્લિક લાયબ્રેરી છે. તેમાં હિન્દી, ઉર્દૂ, ગુજરાતી અને અંગ્રેજી વર્તમાનપત્રો આવે છે. વાંચવા માટેનાં પુસ્તકોનો પણ સારો એવો સંગ્રહ આ લાયબ્રેરીમાં છે.

આ લાયબ્રેરી સામે જાહેર જનતા માટે બાગ બનાવવામાં આવ્યો છે. સ્વ. ગુરુ શ્રી શાંતિવિજયજીની પવિત્ર યાદગીરીના માનમાં આ બાગ બનાવવામાં આવ્યો છે. બાગ બરાબર મધ્યમાં આવેલો છે.

વિશાળ નખી સરોવરમાં હોડકાંઓ અને મોટરલૉંચ ચાલે છે, એ ભાડે મળી શકે છે. આ તળાવમાંથી માછલાં પકડવાની મનાઈ કરવામાં આવી છે. આ તળાવનું પાણી બગડે નહિ અને સ્વચ્છ રહે તે માટે તેમાં સાબુથી નહાવાનો અને કપડાં ધોવાનો નિષેધ કરવામાં આવ્યો છે.

નહાવાને માટે અને તરવાને માટે નખી તળાવ અને 'ટ્રેવર તાલ' લોકપ્રિય સ્થાનો છે; તો પણ નખી તળાવમાં નહાવું જોખમકારક છે.

જનરલ હૉસ્પિટલ (General Hospital)

આ હૉસ્પિટલ અગાઉ લેફ. કર્નલ એ. આદમ્સના નામથી ઓળખાતી હતી. તેઓ એક વખતે રાજપૂતાનામાં ઘણા જ લોકપ્રિય ચીફ મેડિકલ ઑફિસર હતા. કૉલેરામાં ૨૦-૫-૧૯૦૯ના રોજ તેમનું અવસાન થયું હતું. આ હૉસ્પિટલ બજારની પશ્ચિમે મધ્ય ભાગમાં આવેલી છે, અને ત્યાંથી નખી તળાવ જોઈ શકાય છે. આ હૉસ્પિટલમાં ગરીબ ઇનડોર દર્દીઓ માટે એક ખાસ વોર્ડ છે તથા કેટલાક ફેમીલી વોર્ડઝ ભાડેથી મળી શકે છે. આ હૉસ્પિટલ સારી રીતે સુસજ્જ થયેલી છે.

આ દવાખાનામાં એક ડૉકટર, એક લેડી ડૉકટર, એક નર્સ અને કેટલાક કંપાઉન્ડરો છે આ હૉસ્પિટલમાં 'એક્સ-રે' (X-Ray) પણ હાલમાં થઈ ગયો છે. બજારની પાસે રાજ્યનું આયુર્વેદિક ઔષધાલય અને સિનેમા હાઉસ પણ છે.

પાલો ગ્રાઉન્ડ

બસસ્ટેન્ડ સામેનું ભવ્ય અને વિશાળ મેદાન જેનો ઉપયોગ પહેલાં 'પૉલો ગ્રાઉન્ડ' માટે કરવામાં આવતો હતો તે મેદાન ૧૦ એકર જેટલું પથરાયેલું છે. આખી જમીન પર લીલું ઘાસ પથરાયેલું છે. માઉન્ટ આબૂમાં આ રમતગમતનું સ્થળ છે. રાજ્ય સરકારે આપેલા ફંડમાંથી

---

હું સફળતાનો ગુરુ નથી પરંતુ નિષ્ફળતાનું સુવર્ણ સૂત્ર તમને જણાવી શકું છું – એ છે બધાને ખુશ કરવાનો પ્રયાસ.

—હર્બર્ટ બ્યાર્ડ

આ મેદાન નજીક સ્ટેડિયમ ઊભું કરવામાં આવેલ છે પોલો ગ્રાઉન્ડ પર આવેલા સુંદર 'પેવેલિયન' (બંગલા)ને હમણાંથી 'મ્યુનિસિપલ ટૉકીઝ' નામના સિનેમા હાઉસમાં ફેરવી નાખવામાં આવ્યો છે.

પર્વત પર પોસ્ટ ઓફિસમાં 'ટ્રંક કૉલ' માટેની પણ વ્યવસ્થા થઈ ગઈ છે. ગરમીના દિવસોમાં જે શ્રીમંત વેપારી લોકો હવા ખાવા માટે અહીં આવે છે તેઓને આ પ્રકારની સગવડથી વ્યાપાર સંબંધી સારી અનુકૂળતા થઈ છે. અહીં વીજળી * ની લાઈટની પણ વ્યવસ્થા સારી છે. રાત્રિ સમયે જ્યારે વીજળીની લાઈટો થાય છે ત્યારે આજુબાજુના પહાડોની મધ્યમાં આબૂનો દેખાવ સુંદર શણગારેલી મોટર જેવો નજરે પડે છે.

આબૂ પર ગાઢ અને ઘટાદાર વૃક્ષો વિસ્તરેલાં છે, અને તેમની રક્ષા માટે ખાસ જંગલખાતું ચાલે છે. વસતિવાળા વિસ્તારમાંથી કોઈ પણ વૃક્ષની ડાળી કાપવામાં આવે તો તેમ કરનાર શિક્ષાને પાત્ર બને છે. આ જંગલખાતાના અધિકારી પ્રતિ વર્ષ નવાં નવાં વૃક્ષો જુદી જુદી જાતનાં પુષ્પવૃક્ષો રોપવાની ક્રિયા કરે છે જંગલમાં આંબા તથા જમરૂખ વગેરેનાં વૃક્ષો વિશેષ પ્રમાણમાં છે. તેમાં સાગ વગેરે વૃક્ષો રોપવામાં આવે છે

*સન ૧૯૪૦માં આબૂમાં વીજળીનું કારખાનું (A. C.) નાખવામાં આવ્યું છે. ગૃહવપરાશ માટે ૨૩૦ વૉલ્ટના દબાણથી ૫૦ સાઇકલ્સની ફ્રિકવન્સીએ વીજળીપ્રવાહ પૂરો પાડવામાં આવે છે. દર ૮૦ પૈસા યુનિટ છે.

### નળ દ્વારા પાણીની સગવડ

હમણાં સુધી પાણીની સગવડ કૂવાઓમાંથી પાણી ખેંચીને થતી હતી. એવા લગભગ બધા કૂવાઓ મ્યુનિસિપાલિટીની દેખરેખ નીચે છે. મ્યુનિસિપલ કૂવાઓમાં પાણી સાધારણ રીતે સારું હોય છે; છતાં પણ પાણી ખેંચતાં અને તેને મકાનોમાં લઇ જતાં ગંદકી થવાનો ભય દરેક રીતે રહેતો હતો. આ જોખમ ઉપરાંત બીજું એ કે આબૂના કૂવાઓ ઘણા અચોક્કસ છે, કારણ કે તેમાંના ઘણા કૂવા ઉનાળામાં સૂકાઇ જાય છે. આવે વખતે કેટલીક વાર નખી તળાવમાંથી પાણી લાવવાની જરૂર પડતી. દેખીતી રીતે એ ઘણું નુકસાનકારક ગણાય, કારણ કે ઉનાળામાં ખાસ કરીને નખી તળાવનું પાણી બહુ ગંદકીવાળું થઈ જાય છે.

આ અસંતોષકારક વસ્તુસ્થિતિ ઘણા વખતથી જાણીતી હતી, ને તેથી આબૂને નળ દ્વારા પાણી પહોંચાડવાને માટે અમલદારો હંમેશાં પ્રયત્ન કરતા હતા. છેવટે ઘણું સારું પાણી પૂરું પાડવા માટેનો પ્રશ્ન એટલો બધો જરૂરી થઈ ગયો કે આ બાબતની સંપૂર્ણ તપાસ કરવામાં આવી અને આ તપાસના પરિણામે રાજપૂતાનાના માજી રેસિડેન્ટ સર આર્થર લોથિયનના ભારે પ્રયત્નથી કોદરા નાળાની યોજના આજે પરિપકવ થઈ છે.

નવ કરોડ ચાળીસ લાખ ગેલન પાણી સમાય એટલું પાણી ભરવાને માટે માઉન્ટ આબૂના નૈર્ઋત્ય ખૂણે આશરે

કોઈની મહેરબાની માંગવી એટલે આપણી જાતને ખોઈ બેસવી.
—મહાત્મા ગાંધી

સવા માઈલ દૂર આવેલા કોદરા નાળાના ઉપરના ભાગમાં ૫૦ ફીટ ઊંચો બંધ બાંધીને પાણી રોકવામાં આવ્યું છે. આ બાંધકામ આબૂના સપાટ ભાગની લેવલ કરતાં ૩૩૩ ફીટ ઊંચે બે પહાડીઓની વચ્ચે કરવામાં આવ્યું છે પાણીને ફીલ્ટર કરવાને માટે ક્યારીઓ અને પાણી સંઘરવાની ટાંકો 'નજકોઠી'ની પાસે અને જાનવરોના દવાખાનાના ઉપલ ખડક ઉપર બાંધવામાં આવેલી છે. આ વ્યવસ્થાથી આબૂની બધી ઊંચી તથા નીચી જગ્યાઓને ગાળેલું પાણી પૂરું પાડે છે, કારણ કે આ જગ્યાએથી પાણી પીરણસર શહેરમાં પહોંચે છે.

આ પાણીના બંધ તરફ જવા માટેનો રસ્તો આબૂ કાર્ટ રોડ ઉપર એક માઈલના પથ્થર પાસે થઈને ઇદગા આગળથી શરૂ થાય છે. અને આખો રસ્તો કુદરતી સુંદર દેખાવમાંથી પસાર થાય છે. અહીં ટેકરીના અને ખીણના દેખાવો સુંદર નજરે પડે છે. તેમાં વળી બંધ ઉપરથી તો આ દેખાવ આકર્ષક લાગે છે અને આબૂમાં તે સર્વોત્તમ છે.

## ઍનિમલ્સ હૉસ્પિટલ

આબૂ કાર્ટ રોડ પર સરકારી તહેસીલ નજીક આવેલી આ સંસ્થા ધર્માદા હતી તેમાં સુસજ્જ દવાખાનું, સારા તબેલા, ગાયો માટેના 'શેડ' અને કતરા માટેનો વિભાગ છે. આ સંસ્થા પાછળથી સરકારે પોતાને હસ્તક લીધેલી છે. હૉસ્પિટલનું મકાન ૧૯૩૩માં બાંધવામાં આવ્યું હતું.

યોગીરાજ શ્રી વિજયશાંતિસૂરિશ્વરજી મહારાજ તેમના અચળગઢના આશ્રમમાં તા. ૨૪મી ...

દેવમે દેવલોક પામ્યા છે. તેમને એક મહાન ધાર્મિક બ્રહ્મચર્યવાદી માનવામાં આવતા હતા. આબૂ, અચલગઢ અને દેલવાડા ખાતે આચાર્યશ્રીના આશ્રમો બનાવવામાં આવ્યા છે.

**મધમાખી ઉછેર કેન્દ્ર (ટુરીસ્ટ બંગલાની પાસે)**

મધમાખી ઉછેરની અદ્યતન પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવે તો હવા ખાવાનાં સ્થળો મધમાખીઓ દ્વારા મધ ઉત્પન્ન કરવા માટે વિશાળ અને સુંદર ક્ષેત્ર પૂરું પાડે છે. મધમાખીઓના સંવર્ધન માટે આબૂમાં હવામાન આખું વર્ષ માફકસર અને અનુકૂળ પ્રવર્તે છે. અલ્પ પરિશ્રમથી પણ મધમાખી ઉછેરના ધંધાદારીઓ મધનો વિપુલ જથ્થો અને સારી કમાણી મેળવી શકે છે. અનિશ્ચિત હવામાનની પ્રતિકૂળતા સામે મધમાખીઓના સંરક્ષણ માટે કોઈ ખાસ કાળજી અને પગલાં લેવાની પરિસ્થિતિ અત્રે ઊભી થતી નથી.

"એપીસ ઇન્ડિકા મેલીફેરા" નામની માખીઓ આબૂમાં પ્રમાણમાં મોટા કદની અને કામમાં મહેનતુ માલૂમ પડેલ છે, હિમાલયની આ પ્રકારની મધમાખીઓ સિવાય ભારતવર્ષમાં આબૂની આ મધમાખીઓ પ્રથમ કક્ષાની ગણાય છે. આબૂનું મધ સુગંધ, સ્વાદ, રંગ અને ઘટત્વમાં અનુપમ છે.

**બેન્કીંગ સગવડતા**

બેન્કીંગ સગવડતાઓ અંગે આબૂ રોડ ખાતે સ્ટેટ બેન્ક ઓફ ઇન્ડિયા તથા પંજાબ નેશનલ બેન્ક લિ૰ની શાખાઓ છે તથા માઉન્ટ આબૂ ખાતે 'સ્ટેટ બેન્ક ઓફ ઇન્ડિયા'ની 'પે ઓફિસ' પણ છે.

### દારૂબંધી

આબૂમાં મુંબઇ દારૂબંધી કાયદા ૧૯૪૮ના અંતરગત દારૂબંધી છે. પરંતુ પ્રવાસીઓ અને સહેલાણીઓને સહેલાઇથી દારૂ મળી શકે છે. તેમણે બસસ્ટેન્ડ પર આવેલી 'ટુરીસ્ટ બ્યુરો'માંથી પરમિટ લેવી પડે છે. પછીથી આબૂ વાઇન શોપ જે રાજમાર્ગ પર આવેલા રાજસ્થાન હેન્ડક્રાફ્ટ એમ્પોરિયમ પાસે આવેલી છે ત્યાંથી દારૂ મળી રહે છે.

તાજેતરમાં માઉન્ટ આબૂમાં ક્લબ શરૂ કરવામાં આવી છે. આ ક્લબના સભ્યો આબૂની પ્રગતિ અને વિકાસમાં સારો રસ લે છે.

### શિક્ષણ સંસ્થાઓ

આબૂનું હવામાન વિદ્યાર્થીઓ અને શિક્ષકો માટે ઘણું અનુકૂળ છે. આથી અહીંની બધી શિક્ષણ

પહાડના સુનસાન ગિખર પર બંગલો જોઈ શાકભાજીવાળાએ વિચાર્યું કે ત્યાં જરૂર વેચાણ થશે. ભારે આશા સાથે તે ઉપર ગયો. થોડી વાર રાહ જોઈ તેણે દરવાજો ખખડાવ્યો. મકાનમાલિક બહાર આવ્યા અને કહ્યું કે, "ના, આજ મારે કંઈ જોઈતું નથી."

નિરાશ થયેલો શાકભાજીવાળો નીચે ઊતરી ગયો કે તરત જ તેને ઉપરથી બોલાવતું હોવાનો અવાજ સંભળાયો. તે જ સજ્જન બોલાવી રહ્યા હતા. આશાભર્યો તે ફરીથી ઉપર ગયો. મકાનમાલિકે કહ્યું: "મે તને એ કહેવા બોલાવ્યો હતો કે હવે પણ હું કાંઈ પણ લેવાનો નથી નકામો ઉપર ચઢીશ નહિ."

સંસ્થાઓ ઘણી જ લોકપ્રિય બની છે. મુખ્ય શિક્ષણ સંસ્થાઓ નીચે મુજબ છે:—

(૧) સેન્ટ મેરીઝ હાઈસ્કૂલઃ ટોલ નાકેથી થોડે દૂર તથા સિવિલ સ્ટેશનથી લગભગ દોઢ માઈલ દૂર સેન્ટ મેરીઝ હાઇસ્કૂલનું ભવ્ય મકાન આવેલું છે. ૧૮૮૭માં બી. બી. એન્ડ સી. આઈ. રેલવે (તે વખતની વેસ્ટર્ન રેલવે)-એ પોતાના કર્મચારીઓનાં બાળકોનાં શિક્ષણ માટે બનાવ્યું હતું. રેલવે કંપનીએ આ સંસ્થા ૧૯૨૨ની સાલમાં આઇરિશ ક્રિશ્ચિયન મંડળને સોંપી દીધી છે અહીં ૨૦૦થ વધુ બાળકોને શિક્ષણ આપવાની વ્યવસ્થા છે. આ સંસ્થ જુનિયર તથા સિનિયર કેમ્બ્રિજ માટેની પરીક્ષાર્થીઓને તૈયાર કરે છે. આ શાળા એકાંત વાતાવરણમાં આવેલી હોવાથી શહેરના ઘોંઘાટની તેને અસર પહોંચતી નથી. અહીં દૂરદૂરથી બાળકો ભણવા આવે છે.

(૨) સોફિયા કોન્વેન્ટ. સેન્ટ મેરીઝ સ્કૂલની જેમ આ સંસ્થા વિદ્યાર્થિનીઓ માટે છે. આની વ્યવસ્થા સેન્ટ સોફિયા નામની સંસ્થા કરે છે. આ સંસ્થામાં લગભગ ૨૦૦ વિદ્યાર્થિનીઓ છે. આ સંસ્થા જૂના 'ખેતડી હાઉસ'-માં છે હવે તેનો ખૂબ વિકાસ કરવામા આવેલો છે. અહીં વિદ્યાર્થિનીઓને પશ્ચિમી પદ્ધતિની કેળવણી આપવામા આવે છે અહીં પણ દૂર દૂરથી વિદ્યાર્થિનીઓ આવે છે.

---

ક્રેમલીન (રશિયામા મોસ્કોના રાજદ્વારી દુર્ગ)મા મે જે કાઈ જોયુ, અથવા અનહ્બ્રા (સ્પેનની એક વિશાળ ઈમારત) વિષે મે જે કઈ સાંભળ્યું તેનાથી આમેર અને જયપુર વધારે સુદર સ્થળો છે પરંતુ આબૂના જૈનમંદિરો તો તે બધા કરતા વધારે આકર્ષક છે

—બિશપ હીબર : ૧૮૨૩

(૩) સી. પી. ટી. સી. ભારત સરકારે ૧૯૪૮ના ઓક્ટોબરમાં આબૂ ખાતે સ્થાપી હતી. ઇન્ડિયન પોલીસ સર્વિસ માટેના પ્રોબેશનર આસિ. સુપરિન્ટેન્ડેન્ટની તાલીમ માટે આ સંસ્થા સ્થાપવામાં આવી હતી. અગાઉ લોરેન્સ સ્કૂલ હતી ત્યાં આ કોલેજ શરૂ કરવામાં આવી છે. જ્યારે પ્રોબેશનરો માટેનું રસોડું અને વસવાટના કવાર્ટર્સ રાજપૂતાના હોટેલ તથા જોધપુર હાઉસના મકાનમાં રાખવામાં આવ્યાં છે

(૪) સાધના ભવન : પાદરી બનવા માટે નવા 'જેસ્યુઇટ'ને તાલીમ આપતું આ મકાન ૧૯૬૪માં બાંધવામાં આવ્યું હતું. ગોમુખ માર્ગ પર સારી એવી ઊંચાઇએ આ મકાન આવેલું છે. અને મુખ્ય માર્ગ પરથી મકાનનો બહારનો દેખાવ ઘણો જ ભવ્ય લાગે છે. અંદરના ભાગની ડિઝાઇન પણ ઘણી જ દબદબાભરી છે.

(૫) ટ્રેનિંગ સ્કૂલ ફોર ટીચર્સ : રાજસ્થાન સરકારે શિક્ષકોને પાયાની તાલીમ આપવા પેલેસ હોટેલ સામે દેલવાડા રોડ પર એક નવું મકાન બાંધ્યું છે. અહીં શિક્ષકોને રીફ્રેશર કોર્સની તાલીમ આપવામાં આવશે.

(૬) તિબેટિયન રેફ્યુજી સ્કૂલ : નિરાશ્રિત છોકરા તથા છોકરીઓ માટે અગાઉના વિજય વિલાસ પેલેસમાં આ શાળા હમણાં જ શરૂ કરવામાં આવી છે. આ શાળા દેલવાડા રોડ પર છે. તેમાં ૪ થી ૧૬ વર્ષની ઉંમરના ૩૦૦ થી ૪૦૦ વિદ્યાર્થી છે. શિક્ષણનું માધ્યમ અંગ્રેજી છે અને વિદ્યાર્થીઓને ઓલ ઇન્ડિયા હાયર સેકન્ડરી પરીક્ષા માટે તૈયાર કરવામાં આવે છે. તિબેટનાં બાળકોની

કેળવણી માટે કેન્દ્રના કેળવણીખાતાના આશરા હેઠળ તિબેટવાસી નિરાશ્રિત સમાજે ભારતમાં શરૂ કરેલી સાત સંસ્થાઓમાંની આ એક છે.

**( ૭ ) આબૂ રાજકીય માધ્યમિક શાળા :** આબૂના સામાન્ય નાગરિકો માટે બજાર નજીક એક માધ્યમિક શાળા છે જેમાં વિદ્યાર્થીઓને મેટ્રિક સુધીનું શિક્ષણ આપવામાં આવે છે. આ ઉપરાંત કેટલીક પ્રાયમરી શાળા જેમાં માત્ર વિદ્યાર્થિનીઓને જ લેવામાં આવે છે.

**( ૮ ) બ્રહ્માકુમારી ઈશ્વરીય વિશ્વવિદ્યાલય :** એમ કહેવામાં આવે છે કે આ વિશ્વવિદ્યાલયમાં ઇશ્વરીય જ્ઞાન અને સામાન્ય જ્ઞાનયોગનું શિક્ષણ આપવામાં આવે છે. આ વિદ્યાલયનું મુખ્ય મકાન નખી તળાવથી અદ્દર દેવી જવાના માર્ગ પર આવેલું છે. ભારતવર્ષમાં આ વિદ્યાલયની ૧૦૦થી વધુ શાખાઓ ખોલવામાં આવેલી છે. ઈ. સ. ૧૯૪૮માં સિંધથી માઉન્ટ આબૂ ખાતે આ સંસ્થાનું સ્થળાંતર કરવામાં આવેલુ હતું. પહેલા ભાડાના મકાનમાં આ સંસ્થા બેસતી હતી. હવે પોતાનું જ મકાન બનાવવામાં આવ્યું છે જે પાંડવ ભુવન નામે ઓળખાય છે. અહીંયાં પરમેશ્વર, દેવતાઓનાં ઘણાં ચિત્રો તથા નકશાઓ છે જેમાં મનુષ્યના લક્ષ ચોર્યાસી ફેરાને લગતા વિષયોનો વાસ્તવિક પરિચય આપવામાં આવ્યો છે

**( ૯ ) નિર્મલ સ્કૂલ:** આ શાળામાં બાળકોને સહ-શિક્ષણ આપવામાં આવે છે આ શાળા દેવળની સામે આવેલી છે. આ શાળા કથોલિક ઈસાઇ 'ભાઈ' જેમણે પોતાનું જીવન ધાર્મિકકાર્યો માટે અર્પણ કર્યું છે તેઓ ચલાવે છે

**(૧૦) અંધો માટે પ્રશિક્ષણ કેન્દ્ર :** આબૂના પારસી કુટુંબના બે સ્વર્ગસ્થ ભાઈઓ ( શ્રી. ફીરોઝ તેમ જ શ્રી. નાર્શર મહેરબાનજી )ની પુણ્યસ્મૃતિમાં આ કેન્દ્ર ઇ. સ. ૧૯૬૭માં સ્થાપવામા આવ્યું હતું. આ કેન્દ્ર વીજળીઘર નજીક આવેલા ઈસ્ટ વ્યુ નામના બંગલામાં આવેલું છે અને તેની દેખરેખ એક એકઝીક્યુટીવ (કારોબારી) કમિટી કરે છે. અહીં નેત્રહીનો માટેના પ્રશિક્ષણની દરેક વ્યવસ્થા અને સુવિધા છે.

આબૂમાં વિશ્વવિખ્યાત જૈનમંદિરો તથા અસંખ્ય હિંદુ દેવસ્થાનો ઉપરાંત અન્ય ધર્મીઓએ પોતપોતાનાં ધાર્મિકસ્થાનો અને ધાર્મિકસંસ્થાઓ તેમ જ આશ્રમો બંધાવ્યા છે; જેમાં રોમન કેથોલિક ઇસાઈઓનુ દેવળ (કુંભારવાડા નજીક), લોરેન્સ સ્કૂલ પાસે આવેલું એંગ્લીકન ચર્ચ (જે ઇ. સ ૧૮૫૪માં બંધાવવામા આવ્યુ હતું.) સન સેટ પોઇન્ટ રોડ પર આવેલું ઇસાઈઓનુ કબ્રસ્તાન (અહી ઘણા પ્રતિષ્ઠિત અંગ્રેજોની કબર આવેલી છે.), બજારમાં આવેલું અગ્રવાલ ભવન, મુસ્લિમ ભાઇઓની મસ્જિદ, વ્હોરા ભાઈઓની મસ્જિદ તેમ જ મુસાફરખાનું, હરિજન વસ્તીમા આવેલ રામદેવપીરનું મંદિર પોલો મેદાન પાસે આવેલું શીખ ભાઈઓનું ગુરુદ્વારા, સોડાવોટર વેલની પાસે આવેલી અનુપદાસજીની ઝુંપડી, પુરાણી મેમોરિયલ લોજમાં આવેલ શંકર મઠ, સન સેટ પોઇન્ટ રોડ પર આવેલ રામકૃષ્ણ આશ્રમ તેમ જ દેલવાડાની ઉત્તરમાં આવેલ સત્સંગ આશ્રમ એ મુખ્ય છે

★

આબૂ પર એટલાં બધાં પ્રાચીન અને વિખ્યાતિ પામેલ સ્થાનો છે કે તે સર્વનું વિગતવાર વર્ણન કરવામાં આવે તો એક વિશાળ ગ્રંથ બની જાય. એટલે સ્થાનાભાવને કારણે ખાસ કરીને જોવાલાયક મુખ્ય સ્થળોનું જ વર્ણન અત્રે આપવામાં આવ્યું છે.

## (૧) નખી તળાવ

આ સુંદર સરોવર ત્રણ બાજુએથી ઊંચા અને હરિયાળી વૃક્ષરાજિથી સુશોભિત પહાડોથી ઘેરાયેલું છે. ચોથી દિશામાં એક વિશાળ બંધ બાંધીને પાણીને સંગ્રહી રાખવામાં આવ્યું છે. આ તળાવની ઊંડાઈનું ચોક્કસ અનુમાન થઈ શકતું નથી. લોકોક્તિ એવી છે કે દેવોએ પોતાના નખથી આ સરોવર ખોદી કાઢ્યું હતું. અને તેથી જ આ સરોવરનું નામ 'નખી' તળાવ પડયું હિંદુ જનતા આ સરોવરને પવિત્ર માને છે અને તેમાં સ્નાન કરવાથી પુણ્યપ્રાપ્તિ થાય તેમ સમજે છે. આ સરોવરને કાંઠે

ઔષધશાસ્ત્રી અથવા વનસ્પતિશાસ્ત્રના નિષ્ણાતને અહીં જુદી જુદી જાતના ઘણા છોડ મળી રહે તેમ છે. ફોટોગ્રાફરને સંખ્યાબંધ વિષયો મળે તેમ છે અને પ્રેમીઓ માટે પૂરતાં છૂપાં સ્થળો છે.

—'બલેટીન ઑફ હાર્ડિંગ'

ઘણા મોટા ઘાટો બનાવવામાં આવ્યા છે. આ સરોવરની ચારે બાજુએ સડક બનાવવામાં આવેલ છે.

રાષ્ટ્રપિતા પૂ૰ મહાત્મા ગાંધીજીની પવિત્ર ભસ્મ આ તળાવમાં તા. ૧૨મી ફેબ્રુઆરી ૧૯૪૮ના દિને પધરાવવામાં આવી હતી. આથી તળાવની પવિત્રતા વિશેષ વધી જવા પામી છે.

નખી તળાવની ચારે બાજુએ પર્વતના ઢોળાવમાં કેટલીક ગુફાઓ છે. ગરમીના દિવસોમાં સાધુ લોકો તેમાં આરામ અને વસવાટ કરે છે. આ ગુફામાં ચંપાગુફા*, હાથીગુફા અને રામઝરૂખો અત્યંત પ્રસિદ્ધ છે. કિનારાની લગોલગ હનુમાનજીનું મંદિર મનોહર અને દેખાવડું છે.

(૨) ગાંધીવાટિકા

'આબૂ'ની મ્યુનિસિપાલિટીએ ઘણો દ્રવ્યવ્યય કરીને "ગાંધીવાટિકા" નામનો સુંદર બગીચો બનાવ્યો છે. તેમાં વિવિધ જાતનાં ફૂલો તથા વૃક્ષો ઉગાડવામાં આવ્યાં છે. યાત્રિકોને બેસવા માટે ઘાસની ગાદીઓ અને સિમેન્ટના બાંકડાઓ બનાવવામાં આવ્યાં છે. યાત્રાળુઓ વિશાળ સંખ્યામાં આ બગીચાનો લાભ લઈ રહ્યાં છે. અને અહીં વિશ્રામ મેળવીને 'નખી તળાવ'નાં સુંદર દશ્યો અને ઠંડી હવાની મોજ માણે છે. સ્થળે સ્થળે વીજળીની બત્તીઓ ગોઠવેલી હોવાથી રાત્રિના સમયે આ બગીચાનું સૌંદર્ય અતિ રળિયામણું લાગે છે. તેમ છ આરસનો કળાયુક્ત એક નવીન ફુવારો સૌ કોઈનું ધ્યાન ખેંચે છે.

---

* આ ગુફાની આસપાસ ચંપા નામનાં ફૂલો વિશાળ પ્રમાણમાં થતાં હોવાથી તેને ચંપાગુફા કહેવામાં આવે છે

આની પાસે નાવઘાટ છે. જ્યાં દરેક સમયે નખી સરોવરમાં સહેલગાહ માટે નાવ, મોટરબોટ, લોંચ તથા કાશ્મીરી શિકારા મળે છે. નખીનો નાકાવિહાર દિવસભરના થાકી ગયેલા મનને તાજુંમાજું કરી દે છે.

## ( ૩ ) અન્ય વાટિકાઓ

આ વાટિકાની પાસે આવેલા ઢોળાવને 'રોક ગાર્ડન ' માં ફેરવી નાંખવામાં આવ્યો છે. આ દશ્ય ખૂબ જ સુંદર લાગે છે. તેના ઉપર મહાત્મા બુદ્ધની આરસની પ્રતિમા સ્થાપવામાં આવી છે. વૃક્ષો પર વીજળીના રંગીન ગોળા ગોઠવવામાં આવ્યા છે.

એક નવી વાટિકા વિવેકાનંદ વાટિકા નખી તળાવના બીજા કિનારે બનાવવામાં આવી છે જે ઘણી જ ભવ્ય અને સુંદર છે. સહેલાણીઓની ભીડ અહીં જામેલી રહે છે. આ વાટિકાના સુગંધિત વાતાવરણમાં તેઓ થોડા સમય માટે પોતાની જાતને પણ ભૂલી જાય છ. રૂ. ૩૫,૦૦૦ ના ખર્ચે આ બાગના મધ્યમભાગમાં હવે એક ફુવારો બનાવવામાં આવ્યો છે ફરવા આવનારાઓ માટે આ ફુવારો આકર્ષણનું કેન્દ્ર બની ગયો છે.

સ્વર્ગીય મેજર શેતાનસિંહ જેમણે ૧૯૬૨માં લદાખના મોરચે અપૂર્વ બહાદુરી બતાવી હતી તેમની યાદમાં પાવર-હાઉસની સામે એક વાટિકા ઊભી કરી છે. રાજસ્થાનના મુખ્ય મંત્રીએ ૧૯૬૪ના ઓક્ટોબરમાં આ વાટિકાનો શિલારોપણ-વિધિ કર્યો હતો. આ બાગ અત્યંત આકર્ષક અને સુંદર છે.

## ( ૪ ) ટોડ રોક અને નન રોક

અહીંયાં કેટલીક વિચિત્ર અને અજાયબ આકારવાળી શિલાઓ આવેલી છે. નખી સરોવરની દક્ષિણ બાજુ પર

રસ્તેથી લઈ જઈ શકે છે. આ રસ્તાનો શરૂઆતનો ભાગ વાંસના જંગલમાં થઈને જાય છે અર્ધાથી વધારે જેટલા અંતરે પાણીનો ઝરો આવે છે. ત્યાં આરામ લઈ શકાય છે. છેટલે ખૂબ ઢાળ છે. થોડા ભાગમાં સીધું ચઢાણ છે. પણ પથ્થરને લીધે ભગવડ થઈ શકે છે. પગ ટેકવવા માટે એ પથ્થરો ઠીક ઠીક ફાવે છે રસ્તામાં કોઈ ઠેકાણે વળાંક આવતો નથી એટલે ૪૦૦૦ ફીટથી એની ઊંચાઈ જોતાં ધાર્યા જેટલો વખત જતો નથી. આ પોઈન્ટ પર આવતાં મુસાફરો મેદાન ન જોતાં ચારે બાજુએ આવેલી ખડકોની હારમાળા જુએ છે. આ પોઈન્ટની લગોલગ શ્રી ગણેશજીનું પ્રાચીન અને દર્શનીય સ્થાન છે ત્યાં આગળ દર વર્ષની ગણેશચતુર્થીએ વિશાળ મેળો ભરાય છે. આ ગણેશજીના મંદિરથી થોડે દૂર જતા ઉપરના ભાગમાં બીજી કેડી આવે છે. તેને 'ક્રેગ પોઈન્ટ' કહેવામાં આવે છે. ત્યાં આગળ એક ગુફા પણ આવેલી છે તેને 'ગુરુગુફા' તરીકે જણાવવામાં આવે છે લીંબડી કેડીથી એક પગદંડી (કેડી) આ પોઈન્ટ પાસે જાય છે. ક્રેગ પોઈન્ટથી જંગલો, નીચેનાં મેદાનો, નદીનાળાં વગેરેનો હૃદયંગમ દેખાવ ચક્ષુ સ૰ પે તરવરી રહે છે.

રોબર્ટ સ્પર (ચિ૦ ૨ નં. ૪૩)

નખી તળાવથી અનાદરા પોઈન્ટ સુધી જતા રસ્તા પર આ સ્થળ સુધી એક પગદંડી જાય છે. અહીંથી ખૂબ જ સુંદર દૃશ્ય દેખાય છે. આ અણીદાર એડી (ચટ્ટાન) કર્નલ રોબર્ટે શોધી કાઢી છે

(૮) સનસેટ પોઈન્ટ (સૂર્યાસ્તદર્શન)

વિશ્રામભવન તરફથી જવા માટે પાકી સડક આ સ્થાન પર આપણને પહોંચાડી દે છે. સૂર્યાસ્ત થવાના સમયે સૂર્યની ગતિ તેમ જ ડૂબતા સૂર્યનો દેખાવ અહીં ઘણી જ આકર્ષક રીતે નજરે પડે છે કેમેરાથી આવાં દૃશ્યોનો ફોટો

આવેલી જે શિલાનો આકાર પ્રચંડ દેડકા જેવો છે તેને 'ટોડ રોક' કહેવામાં આવે છે. બીજી આકર્ષક શિલા 'નન રોક' તરીકે ઓળખાય છે. તેનો આકાર લાજ કાઢતી સ્ત્રીના જેવો જ છે. તે રાજપૂતાના ક્લબના ટેનિસ કોર્ટની નજીકમાં છે. સને ૧૮૯૦માં તેના ઉપર વીજળી પડી હતી એટલે તેના નાકનો ભાગ તૂટી ગયો. અન્ય વિચિત્ર રોક, એલિફન્ટ (હાથી) રોક, અને નેકેડ (નગ્ન) રોક, નંદી રોક, બુલડોગ રોક, અને કેમલ (ઊંટ) રોક પણ ખૂબ જ આકર્ષક છે.

## (૫) રઘુનાથજીનું મંદિર

આબૂના વસ્તીવાળા પ્રદેશમાં નાનાં નાનાં ઘણાં મંદિરો છે. તેમાંય રઘુનાથજીનું મંદિર વિશેષ પ્રખ્યાતિ પામેલું છે. આ મંદિર ઊંચા પહાડોની વચ્ચે રામકુંડની નીચેની દિશાએ નખી તળાવના કાંઠે આવેલું છે. આ મંદિરની સામે પુરુષના તેમ જ સ્ત્રીઓના ઘાટ બાંધવામાં આવેલા છે. ઘાટની નજીકમાં જ પ્રાચીન મૂર્તિ છે. તેના સંબંધમાં એમ કહેવાય છે કે ચૌદમી સદીમાં હિન્દુ ધર્મના ઉદ્ધારક રામાનંદજીએ આ પ્રતિમાની સ્થાપના કરી હતી. શ્રી રામને માનનારા લોકોનું આ પવિત્ર અને મુખ્ય સ્થળ છે.

## (૬) રામકુંડ

ઉપર જણાવેલ રઘુનાથજીના મંદિરની ઉપર અને જયપુરના રાજમહેલની નજીકમાં એક ગુફામાં પાણી ભરેલું છે તેને 'રામકુંડ' તરીકે ઓળખવામાં આવે છે. પહેલાં તો આ કુંડમાં બારે માસ પાણી રહેતું પરંતુ હાલમાં ગ્રીષ્મઋતુમાં તેમાંનું પાણી સૂકાઈ જાય છે. પહેલાં તો અહીં કેવળ સાધુઓની કુટિરો (ઝૂંપડીઓ) હતી; પરંતુ હાલમાં તો પાકી સડકો ને મકાનો બંધાઈ ગયાં છે. યાત્રાળુ

લોકો તેમાં સુખપૂર્વક વાસ કરી શકે છે. અહીં આગળ શ્રી રામચંદ્રજીનું મંદિર છે. પહાડોમાં વચગાળામાં આ સ્થાન આવેલ હોઇ ઇશ્વરસ્તુતિ ને પ્રભુધ્યાન માટે ઘણું જ અનુકૂળ અને સુંદર છે.

**(૭) અનાદરા પોઈન્ટ–ગણેશ પોઇન્ટ–રોબર્ટ લવર**

આ સ્થાન નખી તળાવથી આગળ જતાં પશ્ચિમ દિશામાં છે. આ પોઇન્ટ પર્યંત પાકી સડક બાંધવામાં આવેલી છે. અહીં આગળ અનાદરા ગામથી નીકળતી કેડી છે. પૂર્વે જ્યારે રાજપૂતાના રેલવે નહોતી ત્યારે આબૂ પર આવવા માટેનો એ રસ્તો હતો અને તેથી જ હાલમાં તેને 'આબૂ ગેઈટ' અથવા તો 'અનાદરા પોઈન્ટ' તરીકે સંબોધવામાં આવે છે. જોધપુર લીજિયનના આ સર્જન ઈરીનપુરમાં રોકાયા હતા. ત્યારે ૧૮૩૮ના મે માસની આખરમાં આબૂ આવ્યા હતા. તેઓ આબૂના આ રસ્તા માટે મજાનો બનાવ મૂકતા ગયા છે. તે કહેતા કે 'આબૂ પર જવાય એવા કેટલાક રસ્તાઓ છે.* આબૂવાસીઓથી અને યુરોપિયનોથી વપરાતા અનાદરાના આ રસ્તા સિવાયના બીજા કોઈ રસ્તાની મને ખબર નથી. અનાદરા ગામ ટેકરીથી દોઢેક માઈલ દૂર છે. પ્રવાસી ચડવાનું શરૂ કરે ને પહેલાં જે જંગલમાંથી તેને પસાર થવું પડે છે તેના કાંઠે તે આવેલું છે. રસ્તાનો આ ભાગ મોટર કે ઘોડેસવારી માટે સારો છે. ડોળીમાં બેસીને બે કલાકમાં ચડી શકાય. રસ્તો સાંકડો, મુશ્કેલ અને પથ્થરોથી રોકાયેલો છે. મજૂરો પોતાના કામથી પૂરા માહિતગાર હોય છે. અને તેઓ માણસોને આવા

* આજ પણ આબૂ પર ચડવા માટે ૧૨ માર્ગ હોવાનું કહેવામાં આવે છે. આમાંના કેટલાક માર્ગો ચાલુ છે જ્યારે કેટલાક નામશેષ બની ગયા છે.



વિમલવસહિ પ્રવેશદ્વાર પર ઘોડા ઉપર વિમલશાહ



'ત્ર્યંબક' (ત્રણ મુખવાળી) વિશાળ પ્રતિમા

મંદિરમાં એક દિવ્ય મૂર્તિ

પાડી લેવાનું મુશ્કેલ થઈ પડે છે. અહીંયાં સંધ્યા સમયે હંમેશાં સેંકડો લોકોની ઠઠ જામી જાય છે. લોકોને સુખપૂર્વક બેસવા મળે તેટલા માટે પથ્થરના તેમ જ સિમેન્ટના ચોતરાઓ બનાવવામાં આવ્યા છે. આ પોઈન્ટ પરથી હજારો ફીટ નીચા ખુલ્લાં મેદાનોના અને દૂર દૂરનાં જંગલોના દેખાવો ઘણા જ રમણીય લાગે છે.

(૯) દેવ–આંગણું

અહીંથી એક કેડી નીચે ભયંકર જંગલોમાં જાય છે. બે માઈલના પ્રવાસ પછી આપણને 'દેવ–આંગણુ'માં એ લઈ જાય છે. આ સંબંધમાં એવું સાંભળવામાં આવ્યું છે કે કેટલાંય વર્ષો પૂર્વે આ સ્થાનમાં પ્રાતઃકાળમાં તેમ જ સંધ્યાં સમયે અનેક મંદિરોના ઘંટોનો તેમ જ શંખોનો અવાજ આવતો. અહીં 'આગળ ખંડિયેર દશામાં પડેલાં ઘણાં મંદિરો છે તેમ જ હજારો દેવદેવીઓની મૂર્તિઓ પડી છે. શંકર 'ત્ર્યંબક' નામની ત્રણ મુખવાળી વિશાળ મૂર્તિ અત્યારે પણ આ સ્થળે મોજૂદ છે.

ભગવાન શિવનાં ત્રણે મસ્તકો પર જટા બાંધેલી છે અને વચ્ચેના મુખારવિંદના કપાળની મધ્યમાં ઊર્ધ્વ નેત્ર નજરે પડે છે. તાજેતરમાં આબૂ ખાતે ખુલ્લાં મૂકવામાં આવેલા મ્યુઝિયમમાં મૂકવા માટે અહીંથી ઘણી પ્રતિમાઓને ત્યાં ખસેડવામાં આવે છે.

(૧૦) કરોડીધજ

દેવ–આંગણુથી લગભગ એક માઈલ નીચે ઊતરીએ તો આપણે 'કરોડીધજ'ના વિખ્યાત સૂર્યમંદિરમાં આવીએ.

---

પર્વતો અને જંગલોમાં વનચરો સાથે ફરવું તે શ્રેષ્ઠ છે, પરંતુ મૂર્ખો સાથે સ્વર્ગમાં રહેવું તે ખરાબ છે.          —ભર્તૃહરિ

આ સ્થાને સૂર્યનો ભવ્ય પ્રકાશ આવે છે. એ ઉપરથી જ આ મંદિર આ સ્થાને બંધાયું હોવું જોઈએ. તેની નીચે આવેલાં મેદાનો સુંદર દશ્ય ખડું કરે છે. આ મંદિરમાંની દેવપ્રતિમા (સૂર્યની મૂર્તિ) કાળા પથ્થરમાંથી બનાવેલી અશ્વારૂઢ મૂર્તિ છે. આ મૂર્તિ મંદિરના જેટલી પ્રાચીન જણાતી નથી, આમ છતાં મંદિરની પ્રાચીનતા સંબંધમાં કોઈ પણ જાતની શંકાને સ્થાન નથી, કારણ કે મંદિરની હારબંધ કમાનોના સ્થંભોમાં ઈ. સ. ૧૧૪૭ ના બે શિલાલેખો છે.

કરોડીધજની નીચે લગભગ અડધા માઈલ ઉપર 'ઝોરાપાટણ'ના અને 'લાખાનગર' (અગર તો લાખામતી) નાં ખંડેરો આવેલાં છે. આ નગરીઓનો ઇતિહાસ અંધકારમાં છે. પરંતુ અસંખ્ય મંદિરના અને આવાસોના અવશેષો તેમના અભ્યાસીઓને ઘણું કહી શકે તેમ છે.

### (૧૧) પાલનપુર પોઈન્ટ

શિરોહીની કોઠીથી પહાડ તરફ જતી સડકથી લગભગ બે માઈલ દૂર આ સ્થાન છે. જો આકાશ સ્વચ્છ અને નિર્મળ હોય તો દૂરબીનની સહાયતા વગર પણ આ સ્થળેથી પાલનપુર શહેર નજરે નિહાળી શકાય. આ સ્થળે જવાને માટે ભોમિયો સાથે લઈ જવો જોઈએ.

### (૧૨) બેઝિક વૉક

ફરવા જવા માટેની આ વિચિત્ર કેડી નખી સરોવરની નજીકમાંથી શરૂ થઈ પહાડો ઉપર થઈને ગાઢ ઘટાવાળા વૃક્ષો વચ્ચે થઈને સનસેટ પોઈન્ટને મળી જાય છે. આ રસ્તો ઢોળાવવાળો અને ખાડાખૈયાવાળો હોવાથી પૂરેપૂરી સાવચેતીપૂર્વક ચાલવું જોઈએ.

## (૧૩) અર્બુદાદેવી

વસતીની ઉત્તર દિશામાં એક ઊંચા પહાડના શિખર ઉપર 'અર્બુદાદેવી'નું અતિ પ્રસિદ્ધ પ્રાચીન મંદિર છે. આ અર્બુદાદેવી [ દુર્ગાદેવી ] નું મંદિર એક વિશાળ શિલા [ ખડક ]ની નીચે છે. તેનું પ્રવેશદ્વાર એટલું સાંકડું છે કે માણસે નીચે બેસીને અંદર પ્રવેશ કરવો પડે છે. દુર્ગાદેવીની મૂર્તિ દર્શનીય અને સુંદર છે. અંદર જૂની નવદુર્ગાની અને ચોસઠ જોગણીઓની મૂર્તિઓની પશ્ચિમ દિશામાં બીજી ગુફા છે; તેમાં થઈને દેવી નખી તળાવમાં નહાવા જાય છે એમ માનવામાં આવે છે. મંદિરનો અંદરનો ભાગ વિશાળ, સ્વચ્છ અને શાંતિકારક છે. નીચેથી આ મંદિર પર્યંત પહોંચવા માટે લગભગ ચારસો જેટલાં પગથિયાં ચડવાં પડે છે. આ મંદિર ઉપરથી નીચેના આબૂના વસવાટ પ્રતિ મીટ માંડતા ઘણું આહ્‌લાદકારક દૃશ્ય નજરે તરવરે છે. આ મંદિરનું સ્થાન ઘણું જ પુરાણું મનાય છે. આ સ્થાનમાં રહેવા માટે એક મકાન અને નાની સરખી ગુફા છે. વર્ષભરમાં ચૈત્ર સુદિ પૂનમે અને આસો સુદિ દશમે [ એમ બે વખત ] આ પવિત્ર સ્થળે મેળો ભરાય છે.

અર્બુદાદેવીવાળા આ પહાડની તળેટીમાં પહેલી પગથીની નજીકમાં 'દૂધ વાવડી' નામનું એક સ્થળ છે. આ વાવડીના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે પ્રાચીન સમયમાં આ વાવડી ઋષિમુનિઓને માટે દૂધથી ભરપૂર રહેતી હતી. હાલમાં પણ આ વાવડીનું પાણી શ્વેતરંગી છે. આ વાવડીની આસપાસ સાધુ સંતોના રહેણાંક માટે કોટડીઓ બનાવવામાં આવેલ છે.

પાપકોટેશ્વર મહાદેવ આ દિશામાં જ આપણું લક્ષ ખેંચે છે. તે અર્બુદાદેવીના મંદિરથી લગભગ અડધો માઇલ ઊંચે જંગલમાં આવેલું છે. ત્યાં આગળ આંબાના ઝાડ નીચે શિવનું લિંગ છે અને તેની પાસે પાણીનો કુંડ અને ગુફા છે. આ જગ્યા ઘણી જ સુંદર છે; પણ ત્યાં પહોંચવું ઘણું મુશ્કેલ છે.

(૧૪) લખચોર્યાસી

આબૂ કોર્ટ રોડ ઉપર આવેલી વજ્રકોડીની પાછળના ભાગમાં આંબાનાં ઝાડોની ઘટાઓથી છવાયેલ એક સુરમ્ય અને આહ્‌લાદક સ્થાન આવેલું છે. અહીં બેત્રણ પથ્થરો ઉપર પુનર્જીવનને લગતાં ચોર્યાસી લાખ અવતારોનાં પદચિહ્નો અંકિત કરેલાં છે. આ પદચિહ્નો મનુષ્ય, ઘોડા, ઊંટ, બળદ, ગાય, હાથી વગેરનાં પદચિહ્નોને મળતાં આવે છે. સ્વાભાવિક રીતે આવા પ્રકારનાં પગલાંઓની આકૃતિ એક સાથે મળી આવવાનું ભારે આશ્ચર્યનો વિષય માનવામાં આવે છે, પરંતુ આને કળાકૃતિ નહિ માનતાં પ્રકૃતિનું રહસ્ય માનવું યોગ્ય થઈ પડશે.

(૧૫) હનુમાન આશ્રમ

આબૂ કોર્ટ રોડ પર પહેલા માઈલનો પથ્થરના નિશાનથી એક પાકો રસ્તો હનુમાન આશ્રમ તરફ જાય છે. થોડે દૂર ચાલ્યા બાદ હનુમાનજીનું મંદિર આવે છે. જ્યાં હનુમાનજીની ૧૦ ફીટ ઊંચી વિશાળ પ્રતિમા સ્થાપિત કરવામાં આવી છે. પહેલાં અહીં કોઈ મંદિર ન હતું. પરંતુ એક પથ્થર ઉપર હનુમાનજીને ચીતરવામાં આવેલા હતા. અમદાવાદવાળા શેઠ મણકીવાળાએ હનુમાનજીની મૂર્તિ

ઉપર એક મંદિર બંધાવ્યું. આ ઉપરાંત મહન્ત ત્રિવેણીદાસજીએ ચોમાસા તથા ઉનાળામાં મુસાફરોને આશ્રય મળી રહે તે માટે એક નવું શિવાલય બનાવ્યું તથા પાણીના નળની પણ વ્યવસ્થા કરી. મહન્તશ્રીએ એક નવીન સુંદર હનુમાનજીનું મંદિર બનાવ્યું છે તથા તેઓ મુસાફરોની સગવડો પાછળ પણ પૂરતું ધ્યાન આપે છે.

(૧૬) ગૌમુખ: વસિષ્ઠ* આશ્રમ

હનુમાનજીના મંદિરથી થોડે દૂર આગળ ચાલતાં પગથિયાં આવે છે. તેમની સંખ્યા ૫૩૪ની છે. આ પગથિયાંની મરામત નથી થતી તેથી તેઓ હાલમાં ભાંગી–તૂટી ગયાં છે, અને તેથી વૃદ્ધ વયના તેમ જ અશક્ત મનુષ્યો આ સ્થળેથી અવરજવર કરી શકતા નથી. આ પગથિયાંની પંક્તિ પૂરી થતાં પ્રથમ તો કુંડ આવે છે. સંગેમરમરના બનાવેલ ગૌમુખમાંથી અખંડિત જલધારા તેમાં પડયા કરે છે. ગ્રીષ્મઋતુમાં આ જળપ્રવાહ કંઇક ઓછો થઇ જાય છે. અહીંથી કંઇક નીચે ઊતરતા, 'વસિષ્ઠ આશ્રમ' આવે છે ત્યાં ગુરુ વસિષ્ઠની અને તેમના શિષ્ય **શ્રીરામની** અને લક્ષ્મણની ચિત્તાકર્ષક પ્રતિમાઓ છે. આ ઉપરાંત ત્યાં વસિષ્ઠ ઋષિની ધર્મપત્ની અરુંધતીની મૂર્તિ છે અને બીજી મૂર્તિ **નંદીની** છે. એનું વર્ણન આ પુસ્તિકાના આરંભમાં આપવામાં આવેલ છે. આ મંદિરના બહારના ભાગમાં પણ કેટલાંક દેવ–દેવીઓની પ્રતિમાઓ છે. તેમાં **વરાહ અવતાર, સૂર્ય, વિષ્ણુ, લક્ષ્મી,** વગેરેની મુખ્ય છે.

---

*મહાભારતની તીર્થયાત્રા પર્વમાં વર્ણવ્યા મુજબ આર્ય ઋષિ દધિચિનો જ્યાં આશ્રમ હતો એવા હિમાદ્રિ પર્વતના પુત્ર અર્બુદગીરનું માહાત્મ્ય મોટું હતું.

પરમાર વંશનો છેલ્લો રાજા ધારાવર્ષ હતો, અને તેણે આબૂની પવિત્ર ટેકરી પર રાજ્ય ચલાવ્યું હતું તેના સ્મારકરૂપે અહીં સ્થપાયેલું એનું બાવલું છે અને પિત્તળનું બનેલ છે. જ્યારે મુસ્લિમો ભારત પર ચડી આવ્યા ત્યારે આ બાવલાએ તેમને આકર્ષ્યા હતા અને ખજાનાની શોધ માટે તેમણે તેના પર કુહાડીના ફટકા માર્યા હતા. નજીકમાં આકર્ષણ ઉપજાવે તેવું બીજું સ્થળ પાતાળેશ્વર મંદિર છે, અને તે કોટ યાર્ડની સપાટીથી ઘણાં પગથિયાં નીચે આવેલ છે.

મંદિર સાદું, સારું અને નાનું છે, અને તે પ્રાચીન સમયમાં બનેલ છે, છતાં પણ વારંવાર સમારકામ થવાથી હવે તેની અસલ કારીગરી બહુ જ થોડા પ્રમાણમાં જોવા મળે છે. સંવત ૧૪૪૯માં ઉદેપુરના રાણા મોકુલના સુપુત્ર રાણા કુંભકર્ણે આ આશ્રમને સમરાવ્યો હતો. ત્યાર પછી સંવત ૧૮૧૯માં શિરોહીના રાવ શિવસિંહે ફરી વાર રૂ. ૧૦,૦૦૦ના ખર્ચે એનું સમારકામ કરાવ્યું હતું.

આશ્રમમાં ચંપાની તેમ જ 'કટહલ' વૃક્ષોની ગાઢ ઘટા છે. અહીંના કુંડની પાસે તો કેતકીનું પણ ઝાડ છે સ્થળ

શ્રી વસિષ્ઠ આશ્રમ એક સુંદર અને રમ્ય સ્થાન છે. અહીં મહર્ષિ વસિષ્ઠે તપશ્ચર્યા કરી હતી. મહર્ષિ વસિષ્ઠ મૂર્તિ સાથે શ્રી રામચંદ્ર, લક્ષ્મણ અને હનુમાનજીની મૂર્તિ પણ છે. પાસે જ નંદિનીની પણ મૂર્તિ સ્થાપવામાં આવી છે આજથી સો વર્ષ પહેલાં આ આશ્રમનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો હતો. આબૂનાં સુંદર સ્થળોમાં આ સૌથી સુંદર સ્થળ છે તથા તપશ્ચર્યા માટે યોગ્ય સ્થાન છે. અહીં આવવાથી શાંતિ મળે છે અને થાક આપોઆપ દૂર થઈ જાય છે. —રાજેન્દ્રપ્રસાદ

અત્યંત રમણીય છે. આ પવર્ત પર કેવડાની ઝાડીઓ બહુ ઊગી છે. દર વર્ષે અષાઢી પૂનમે અહીં મોટો મેળો ભરાય છે. અહીં આવીને રસોઈ બનાવવા માટે તેમ જ રાત્રિના સમયે નિવાસ કરવાને માટે સારું મકાન બાંધવામાં આવેલ છે. સાધુ-સંન્યાસીને તેમ જ ગરીબ માણસોને આ સ્થળે ભોજન આપવામાં આવે છે.

આ આશ્રમની તદ્દન પાસે સૌથી પુરાણો અગ્નિકુંડ છે. એમાં અગ્નિવાળા રાજપૂતોની ઉત્પત્તિ થઈ હતી એમ જણાવવામાં આવે છે. આ સંબંધીની એવી દંતકથા સંભળાય છે કે જ્યારે પરશુરામે સઘળા ક્ષત્રિઓને મારી નાખ્યા ત્યારે સર્વ લોકોને એમ લાગ્યું કે 'રક્ષણકર્તા વિના હવે કેવી રીતે જીવી શકાશે?' એટલે આબુ પવર્ત પર રહેલા તપસ્વીઓએ આ પર્વત પર દેવોને એકત્ર કર્યા અને અગ્નિકુંડમાં મોટો યજ્ઞ કરીને રાજપૂતોના ચાર વંશોની ઉત્પત્તિ કરી. ઇંદ્રે પરમાર, વિષ્ણુએ ચૌહાણ, બ્રહ્માએ સોલંકી અને શંકરે પ્રતિહાર વંશની ઉત્પત્તિ કરી. આ સ્થાનની આટલી બધી પવિત્રતા છે તેથી જ આધુનિક શિરોહીનરેશ આ સ્થાનની અત્યંત કાળજીપૂર્વક સંભાળ રખાવે છે, અને તેનુ રક્ષણ કરી રહેલા છે.

આબૂ સાથે આટલો બધો નિકટનો સંબંધ ધરાવતા આ પ્રખ્યાત મુનિનો આશ્રમ છોડતાં પહેલાં આપણે થોડાં બીજાં સ્થાનોની પણ નોંધ લઈએ, કેમ કે જોવા આવનાર માણસ એ સ્થાનો જોવાની ઇચ્છા કદાચ રાખે.

(૧૭) ગૌતમ આશ્રમ

ેમખથી થોડે દૂર નીચે ગાઢ જંગલની વચ્ચે ગૌતમ આશ્રમ આવેલ છે. આ સ્થળે મહર્ષિ ગૌતમ તેમની

ધર્મપત્ની અહલ્યાની તથા શ્રી વિષ્ણુની પ્રતિમા છે. આ સ્થળે જવાનો માર્ગ વિકટ અને મુશ્કેલીભર્યો હોવાથી લોકો ઓછી સંખ્યામાં અહીં આવે છે.

આબૂ પુરાણમાં એક એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે ગુરુ ગૌતમને ઉત્તંક નામે એક શિષ્ય હતો જે અહીં વિદ્યાભ્યાસ કરતો હતો. જ્યારે ઉત્તંકનો વિદ્યાભ્યાસ પૂરો થયો ત્યારે પોતાને આશીર્વાદ આપવા તથા ગુરુ-દક્ષિણાનો સ્વીકાર કરવા ગુરુને પ્રાર્થના કરી. ઋષિ ગૌતમે પોતાની પત્ની અહલ્યાની આજ્ઞાનુસાર કામ કરવા પોતાના શિષ્યને સૂચના આપી.

ગુરુપત્નીએ કહ્યું, કે 'હે શિષ્ય, જાઓ, શિવદાસની પત્ની મધન્તી છે તેનાં કુણ્ડલ લઈ આવો.' શિષ્યે ગુરુ-પત્નીની આજ્ઞા શિરોમાન્ય કરી ત્યાંથી ચાલવા માંડ્યું. જ્યારે તે કુણ્ડલ લઈ પાછો ફરી રહ્યો હતો ત્યારે તેને માર્ગમાં તરસ લાગી. માર્ગમાં કૂવો કે સરોવર છે કે નહિ તે જોવા તે બીલીપત્રના ઝાડ પર ચઢયો. કુણ્ડલોને તેણે ઝાડ નીચે મૂકયાં. જ્યારે શિષ્ય ઉત્તંક ઝાડ ઉપર હતો ત્યારે તક્ષક નામે એક સર્પ આવ્યો અને કુણ્ડલને લઈ પોતાના દરમાં પેસી ગયો. ઉત્તંક જ્યારે ઝાડ ઉપરથી નીચે ઊતર્યો ત્યારે કુણ્ડલો દેખ્યાં નહિ અને તેથી જે દરમાં સર્પ ઘૂસી ગયો હતો તે દર ખોદવા માંડ્યું. આ દર ખોદતાં ખોદતાં તે પાતાળ સુધી પહોંચી ગયો. ત્યાં તેને એક સફેદ ઘોડો મળ્યો. આ ઘોડાએ ઉત્તંકને સર્પના દર પાસે ખૂબ ધુમાડો કરવાની સલાહ આપી. ઉત્તંકે એમ કર્યું પરિણામે સર્પ ગભરાઈ ગયો અને કુણ્ડલો સાથે

બહાર નીકળ્યો અને ક્ષમા માગી. કુણ્ડલો સાથે તે ગુરુપત્ની પાસે પહોંચ્યો અને તે ભેટ કર્યાં. ગુરુપત્ની ખૂબ ખુશ થઈ ગયાં.

અન્યત્ર નિર્દેશ કરવામાં આવ્યો છે તેમ આ એ ખાડો છે કે જ્યાં ઋષિ વસિષ્ઠની ગાય પડી ગઈ હતી.

## (૧૮) વ્યાસતીર્થ

આ તીર્થ ગૌમુખની પશ્ચિમમાં એક માઈલ દૂર આવેલું છે. આ સ્થાન વ્યાસ મુનિના નામ સાથે સંકળાયેલું છે. એ મુનિ હિંદુઓના 'મહાભારત' નામના પ્રસિદ્ધ ગ્રંથના લખનાર હતા. એમ માનવામાં આવે છે કે અભણ અને અજ્ઞાની માણસ આ સ્થાને જવાથી જ્ઞાન પ્રાપ્ત કરે છે.

## (૧૯) નાગતીર્થ

વસિષ્ઠ આશ્રમના નૈઋત્ય ખૂણે નાળાની ધાર ઉપર નાગતીર્થ આવેલું છે. આ સ્થાન મહાનાગ અર્બુદાને નામે અર્પણ કરવામાં આવેલું છે.

આ બધી જગ્યાઓ સંભાળ વગરની અને જીર્ણાવસ્થામાં પડેલી છે પરંતુ એટલું કબૂલ કરવું પડશે કે બેદરકારી તેઓની ભવ્યતામાં ઘણો વધારો કરે છે.

## (૨૦) નીલકંઠ મહાદેવ

આબૂરોડથી દેલવાડા સુધી જતાં પલ્ગ્રીમ્સ રોડ ઉપર આ નીલકંઠ મહાદેવનું મંદિર આવેલું છે. આ મંદિરમાંનું શિવલિંગ ખૂબ જ મોટા કદનું છે. દક્ષિણ ભારતનાં થોડાં મંદિરોમાં આવાં પ્રકારનાં ખૂબ જ પ્રાચીન થોડાં શિવાલયો છે. એમ કહેવાય છે દશમી શતાબ્દી બાદ સ્થપાયેલાં મંદિરોમાં આવા મોટા કદનું લિંગ જોવામાં આવતું નથી. આ લિંગમાં તડ પડવા માંડી છે.

---

વરુ શાકાહારી બને તેની વાઘ પર કોઈ અસર નથી પડતી.
—બર્નાર્ડ શૉ

### (૨૧) દેલવાડા

પોસ્ટ ઓફિસની ઉત્તર દિશામાં જતી સડકથી દોઢ માઇલ છેટે દેલવાડા નામનું ગામ આવે છે. ત્યાં આગળ દુનિયાભરમાં પ્રસિદ્ધ એવાં ભવ્ય જૈનમંદિરો છે. આ મંદિરો અત્યંત પુરાતન છે અને તેમની કારીગરી તથા શોભા અવર્ણનીય છે. * દેલવાડાનાં મંદિરોની શિલ્પકળા તથા સ્થાપત્યકળા નિહાળી મનુષ્યો પોતાના મુખમાં આંગળાં નાખી જાય છે. અર્થાત્ આ શ્રેષ્ઠ કલા જોઈ લોકો આશ્ચર્યમાં ગરકાવ બની જાય છે. ભારતવર્ષમાં ફક્ત આગ્રાના તાજમહાલ સિવાય આ મંદિરોની કારીગરીની સ્પર્ધા કરે તેવું બીજું કોઈ સ્થાન ભાગ્યે જ હશે. અહીંનું સંગેમરમરના પથ્થર પરનું કોતરકામ ખાસ કરીને જોવાલાયક છે. આ મંદિરો સંગેમરમરના પથ્થરોનાં બનાવેલાં છે. તે સર્વ આ પર્વતના શિખર પર લાવવા માટે લાખો રૂપિયાનો વ્યય કરવામાં આવ્યો હતો. એક જૈન ધર્મનો જ નહિ પરંતુ હરકોઈ ધર્મનો, સંપ્રદાયનો કે વાડાનો જે કોઈ અનુયાયી શિલ્પકળાનો અનુરાગી ને ચાહક હોય છે તે આ શિલ્પકારીગરીના મુક્તકંઠે પ્રશંસા કર્યા વગર રહી શકતો નથી. આ મંદિરોમાંનાં મંત્રેશ્વર વિમળશાહનાં અને વસ્તુપાળ–તેજપાળનાં જિનાલયો વિશેષ ગણનાપાત્ર તેમ જ ખ્યાતિપાત્ર છે.

---

* દેલવાડાના દેરાઓની, અચળગઢની અને ગુરુશિખરની અથવા એમાનાં કોઈ પણ પવિત્ર ધામની જાત્રાએ આવતા જાત્રાળુએ મુંડકાવેરો (એટલે કે માથાદીઠ) રૂ. ૧–૩–૯ શિરોહી રાજ્યને આપવો પડતો હતો. આ વેરાનાં પગરણ મૂળમા સને ૧૮૮૨માં મંડાયાં હતાં. મુંડકાવેરો સને (૧૯૪૮–૪૯) શિરોહીના દરબારે નાબૂદ કર્યો છે.

૧૯૫૩માં દેલવાડા આબૂ મ્યુનિસિપાલિટીની હદ બહાર હતું. ત્યાં આરોગ્ય, દીવાબત્તી વગેરેની કોઈ સગવડ ન હતી. અહીં જૈનોનાં પ્રખ્યાત દેરાસર આવેલાં છે. દેલવાડાના ગામડાને ૧૯૫૩માં આબૂની મ્યુનિસિપલ હદમાં સમાવી લેવામાં આવ્યું હતું અને હવે આ ગામડામાં મ્યુનિસિપાલિટીએ તમામ સગવડો પૂરી પાડી છે અને તેણે (મ્યુનિ. એ) આગળપાછળનો વિસ્તાર સુધાર્યો છે તેમ જ દેરાસરની આસપાસ આરોગ્યની સ્થિતિ પર પણ ધ્યાન આપવા માંડયું છે. દેરાસરોની બહારનો ભાગ ઘણો જ સાદો અને સપાટ છે અને તેમાં જૂની ઢબનાં ૫૦ થી ૬૦ મકાનો છુટાંછવાયાં ઊભાં કરવામાં આવ્યાં છે. આ દેરાસરોને આગળના ભાગ (ફ્રન્ટેજ) જેવું કાંઇ નથી. આથી મુલાકાતીઓને બહારથી દેરાસરો માટે કોઈ આકર્ષણ પેદા થતું નથી. હવે આ દેરાસરનો આગળનો ભાગ આકર્ષક અને દબદબાભર્યો બનાવવા માટે આસપાસનાં મકાનો અને જમીનોનો કબજો લેવામાં આવી રહ્યો છે

વિમળશાહનું જિનાલય [ વિમલવસહિ ]

આ પ્રખ્યાત જિનાલય રાજા ભીમદેવના મંત્રી વિમળશાહે ઇ. સ. ૧૦૩૧માં બનાવ્યું હતું. તેનો પાયો કેવી રીતે નંખાયો તે વાત ઘણી રસપ્રદ છે. લોકોની દંતકથા મુજબ ટેકરીની તળેટીમાં આવેલું પુરાણું શહેર ચંદ્રાવતીની આસપાસના પ્રદેશના ગવર્નર તરીકે જ્યારે વિમલશાહની નિમણુક કરવામાં આવી ત્યારે તેમણે જૈનોના ૨૩મા તીર્થંકર ભગવાન પાર્શ્વનાથનં ૩૬૦ દેરાસરની લેટ ધરવાનો નિર્ણય કર્યો : પરંતુ તેમણે આ દેરાસરો પોતાની રક્ષક માતા અંબાજીની પહેલેથી સંમતિ લીધા ના મોટા અંબાજીના મંદિર નજીક કુંભારયા ખાતે

બાંધી દીધાં. આથી માતાજી ગુસ્સે થયાં હતાં અને વિમળશાહને પોતાનું જીવન બચાવવા ત્યાંથી નાસી છૂટવા જણાવ્યું હતું. આથી વિમળશાહ અંબાજીના મંદિરમાંના એક છૂપા રસ્તામાં દાખલ થઈ સહીસલામત માઉન્ટ આબૂમાં નીકળ્યા હતા. આ પછી ક્રોધાયમાન થયેલ માતાજીએ ૩૬૦ દેરાસરો તોડી પાડવાનું કામ શરૂ કર્યું અને સાંજ પડતાં સુધીમાં તો માત્ર પાંચ જ મંદિર બાકી રહ્યાં હતાં. પોતાનો ક્રોધ ભભૂકી ઊઠે ત્યારે પોતે શું કરી શકે છે તેનો પરચો માતાજીએ આવી રીતે આપ્યો હતો. નાશ પામેલાં દેરાસરોના પથ્થરો હજી વિખરાયેલા ત્યાં ને ત્યાં જ પડેલા છે. નાસ્તિક લોકો એવી વાતો કરે છે કે ધરતીકંપથી આ વિનાશ થયેલો છે.

પરંતુ પોતાનો ક્રોધ શમી જતાં પશ્ચાત્તાપ કરતાં વિમળશાહને પોતાના રક્ષણમાં લીધો હતો અને તેને (વિમળશાહને) એવું સ્વપ્ન આવ્યું હતું કે જૈનધર્મના આદિ તીર્થંકર આદિનાથના માનમાં માઉન્ટ આબૂ ખાતે તેણે દેરાસર બાંધવું, એટલું જ નહિ પરંતુ આ દેરાસર કયા સ્થળે બાંધવું તે જગ્યા પણ માતાજીએ તેને બતાવી હતી. આ જગ્યાએ ૨૦મા તીર્થંકર મુનિસુવ્રતની પ્રતિમા દટાયેલી પડી હતી.

આ જિનાલય બાંધવાને ૧૪ વર્ષ લાગેલાં અને તે બાંધવાનો ખર્ચ રૂ. ૧૮ કરોડ જેટલો થયેલો. તે ઉપરાંત તેના દેખાવની પાછળ રૂ. ૫૬ લાખ ખર્ચવામાં આવ્યા છે એમ કહેવાય છે.

આ મંદિરની જગ્યાના સંબંધમાં એમ કહેવાય છે કે મંત્રેશ્વર વિમળશાહને જિનાલય બનાવવા માટે જેટલી જમીન જોઈતી હતી તેટલી જમીન પર તેમણે ચાંદીના સિક્કા પાથરી દીધા. અને સર્વ સિક્કાઓ તે જગ્યાના સ્વામી પરમાર વંશના રાજાને તેમણે અર્પણ કર્યા.

આ મંદિરમાં જૈનોના તીર્થંકર શ્રી આદિનાથ-ભગવંતની સુંદર અને ચિત્તરંજક દિવ્યમૂર્તિ છે. મૂર્તિનાં ચક્ષુમાં ઝવેરાત જડવામાં આવ્યું છે અને પરમાત્માના-કંઠમાં પણ ઝવેરાતનો દેદીપ્યમાન હાર પહેરાવવામાં આવ્યો. છે. આ મંદિરની બરાબર સામે મોટો સભામંડપ છે, તે આસપાસની જમીન કરતાં પણ નિસરણી જેટલો ઊંચો-છે. આ મંડપમાં અડતાલીસ થાંભલા છે. આ મંદિરની દીવાલની ચારે બાજુએ બાવન દેરીઓ છે. જેમાં જૈનોના-ભિન્ન ભિન્ન તીર્થંકરોની મૂર્તિઓ છે. બહારના દેખાવે તેઓ સરખેસરખી લાગે છે પરંતુ મૂર્તિની પલાંઠી-નીચેનાં લાંછનથી તેમને જુદી જુદી રીતે ઓળખી શકાય છે. આ લાંછનો કોઈવાર પલાંઠીઓ વાળીને બેઠેલાની નીચે અને કોઈવાર ઊભેલી મૂર્તિઓના પગ હેઠળ તુરત જ મળી આવે છે. દરેક ઓરડાની સામે કોતરેલ સીધા છાપરાવાળું અથવા ઘૂમટવાળું 'પોર્ટીકો' છે. કેટલાંક પોર્ટીકો તો ખાસ ચિત્રકામવાળાં છે. એ ચિત્રો જૈનધર્મ બાબતોની કથાઓને લગતાં છે. અંબિકાદેવીનું મંદિર આ વિશાળ જિનાલયનાં નૈર્ઋત્ય ખૂણે છે. આ જિનાલય કરતાં પણ એ વધારે પુરાતન મનાય-છે. શ્રી આદિનાથ ભગવંતની ભવ્ય પ્રતિમા પછી બીજે-નંબર આ અંબિકાદેવીની પ્રતિમાનો છે. દેવીને રંગ-

બેરંગી વસ્ત્રો પહેરાવવામાં આવ્યાં છે. આની બહાર ખોપરીને ધારણ કરનાર ભૈરવની મૂર્તિ છે, અને ભૈરવનું વાહન કૂતરો પણ પાસે ઊભેલો દર્શાવવામાં આવ્યો છે. આ દ્વારની નજીકમાં હાથીઘર છે તેની સામે વિમળશાહની પથ્થરમાંથી કોતરેલી મૂર્તિ ઊભી છે. હાથીઘરમાં દસ હાથી છે; પહેલાં આમાંના દરેક હાથી પર જિનેશ્વર ભગવાનની મૂર્તિ સ્થાપન કરેલી હતી, પરંતુ પાછળથી તે પ્રતિમાઓ ઉતારી લેવામાં આવી છે. મંદિરનો આ ભાગ શોભાસ્પદ નથી એટલે તેની આંતરિક શોભાનો તથા સુંદરતાનો ખ્યાલ પહેલી નજરે આવી શકતો નથી. આ મંદિરની કામગીરીની ખરી ખૂબી તો એ છે કે છતમાં કોતરેલ દેવ-દેવીઓની પ્રતિમાઓ જાણે સાક્ષાત જીવંત જ હોય તેવો ભાસ થાય છે. કર્નલ ટોડે પોતાના રાજપૂતાનાના પ્રસિદ્ધ ઇતિહાસમાં આ મંદિરનું હૃદયંગમ વર્ણન આલેખ્યું છે. આ દિવ્ય અને અનુપમેય દેવાલયનો કેટલોક ભાગ મુસલમાનોએ તોડી નાખ્યો હતો. ઈ. સ ૧૩૨૦માં લલ્લ અને બીજડ નામના બે ધનાઢયોએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. જીર્ણોદ્ધાર કરાવતાં જેટલું કાર્ય થયું તેટલું સર્વ મૂળ કોતરકામથી અલગ પડી ગયું હોય તેમ અત્યારે પણ આપણને જણાઈ આવે છે. આમ છતાં પણ અસલ શ્રેષ્ઠ કારીગરીની એકરૂપતા બરાબર જળવાઈ રહી છે.

### લુણવસહિ

બીજું પ્રસિદ્ધ મંદિર છે શ્રી નેમીનાથ ભગવંતનું. વિમળશાહે કરાવેલ મંદિરની પછી ૨૦૦ વર્ષ બાદ ઈ. સ. ૧૨૩૧માં મંત્રેશ્વર વસ્તુપાળ અને તેમના લઘુ બંધુ

તેજપાળે આ મંદિર બંધાવ્યું હતું. આ મંદિરમાં જૈનોના બાવીસમા તીર્થંકર **શ્રી નેમીનાથ** ભગવંતની સુંદર મૂર્તિ છે. આ મંદિરની આગળ ગુંબજવાળો સભામંડપ છે અને જમણી બાજુએ નાનાં નાનાં જિનાલયો છે. પાછળના ભાગે હાથીઘર છે. આ સર્વ તીર્થંકર ભગવંતોની સેંકડો મૂર્તિએ અહીં દેખાય છે.

આ મંદિરની છતમાં જૈનધર્મ સંબંધી કેટલાંક ચિત્રો કોતરેલાં છે. "રાસમાળા" નામના પુસ્તકના લેખક ફાર્બસ સાહેબે આના સંબંધમાં લખ્યું છે કે "આ મંદિરોનાં કોતરકામમાં સ્વાભાવિક નિર્જીવ પદાર્થોનાં ચિત્રો આલેખવામાં આવ્યાં છે એટલું જ નહિ, પરંતુ સાંસારિક જીવનના પ્રસંગો, વ્યાપાર તથા નાકાશાસ્ત્ર સંબંધી દશ્યો તેમ જ સમરાંગણમાં ખેલાતા યુદ્ધના પ્રસંગો પણ કોતરવામાં આવેલ છે." પ્રસિદ્ધ લેખક ટૉડ સાહેબે આ મંદિરને વિમળશાહના ઉક્ત મંદિરની સાથે સરખાવ્યું છે: તેઓએ જણાવ્યું છે કે "મંદિરની બનાવટની તેમજ કારીગરીની નજરે આ નેમીનાથ ભગવતનું મંદિર વિમળશાહના મંદિરને મળતું આવે છે. છતા પણ એકંદર દષ્ટિએ સર્વ રીતે તપાસીએ તો આ મંદિરના ઉક્ત વિમળશાહના જિનાલય કરતાં ચઢિયાતું છે. આ મંદિરના સુંદર સ્થંભો દિલ્હીની તથા અજમેરની પ્રસિદ્ધ મસ્જિદો તેમજ ચિત્તોડગઢના કીર્તિસ્થંભની બનાવટ જેવી બનાવટના છે. આ મંદિરનાં છત, દ્વાર, બારણાં થાંભલા,

તોરણ, ગુંબજ, વગેરેનું જિનાલયોનું કોતરકામ તેમ જ તેમની સુંદરતા જોતાં અપ્સરાઓનું સ્વર્ગ સ્મૃતિપટમાં ખડું થઈ જાય છે, અને તેની સુંદર શોભા નિહાળતાં હૃદય હર્ષથી ભરપૂર બની જાય છે. નાનામાં નાની વસ્તુ જોઈએ તો તેના પર પણ એટલું સુંદર કોતરકામ કરવામાં આવ્યું છે કે તેનું વર્ણન પણ ન થઈ શકે. આ સર્વ પદાર્થોનું વર્ણન વાંચવાથી નહિ પણ તેમને નજરે નિહાળવાથી તેનો સરસ ખ્યાલ આવી શકે તેમ છે. આ સંબંધે કર્નલ ટોડના આ શબ્દો પૂરતા થઈ પડશે: " ગુંજબનું ચિત્ર તૈયાર કરવામાં કલમ થાકી જાય છે, અને કદાચ કોઈ ચિત્રકાર અવિરત શ્રમ કરે તો તેને આબેહૂબ દશ્યમાન કરવાને તેને પોતાને પણ અતિશય કષ્ટ પડે છે. "

આ મંદિરમાં બે બાજુએ ગોખલા છે, તેમને દેરાણી–જેઠાણીના ગોખલા કહેવામાં આવે છે. આ બન્ને ગોખલા વસ્તુપાલની સ્ત્રીઓએ પોતાના ખર્ચથી બનાવ્યા હતા. આ બન્ને ગોખલાઓમાં તીર્થંકરોની મૂર્તિઓ સ્થાપવામાં આવી છે. આ બન્ને ગોખલા પાછળનો ખર્ચ સવા લાખ રૂપિયા દર્શાવવામાં આવે છે. તેમની કારીગરી જોતાં આ હકીકત સત્ય જ ભાસે છે.

આ મંદિરની બહાર જમણી બાજુ બગીચામાં દાદા સાહેબનાં પગલાં છે અને ડાબી બાજુ એક કીર્તિસ્થંભ છે જે અધૂરો છે. આ સિવાય બીજાં બે મંદિરો છે જેમાંનું એક પંદરમી શતાબ્દીમાં ભીમાશાહે * બંધાવ્યું હતું. તેમાં

* ભીમાશાહ :– ઓસવાલ જાતિના પ્રતિષ્ઠિત સભ્ય હતા. મહારાણા સાંગે જ તેમને રણથંભોરના કિલ્લેદાર નિમ્યા હતા. તેમનું મરણ ૧૬૫૬માં થયું હતું.

શ્રી આદિનાથજીની ૧૦૮ મણુ ધાતુની વિશાળ મૂર્તિ આજે પણ મોજૂદ છે. આ મૂર્તિની પ્રતિષ્ઠા અમદાવાદના સુલતાન મહમ્મદ બેગડાના મંત્રીઓએ સંવત ૧૫૨૫માં કરાવી હતી. આ શિખરબંધી મંદિરમાં સુવિધિનાથ અને પુંડરીકની સુંદર બે મૂર્તિઓ છે. બીજાં બે મંદિરો છે, જેનું નામ ચૌમુખીજી અને શિલ્પીઓનાં મંદિર. આ મંદિરની બાબતમાં એવી દંતકથા છે કે, આ કોતરનારે પોતપોતાના અવકાશના સમયમાં પોતાને ખરચે બનાવરાવ્યાં હતાં. આ મંદિર શ્રી પાર્શ્વનાથજીનું છે. એના ઊંચેના સ્થાનમાં ખોદકામ થઈ રહ્યું છે.

દેલવાડાના પાંચે જૈનમંદિરોમાં મૂર્તિઓની સંખ્યા કુલ ૯૮૦ જેટલી છે વિમલવસહિમાં ૩૦૫ અને લુણાવસહિમાં ૧૬૮ મૂર્તિઓ છે.

આ મંદિરની શિલ્પકારીગરી જોવાને માટે મુસાફરો દિવસે બારથી સાંજના છ સુધીમાં જઈ શકે છે. બાર વાગતા પહેલાંનો સમય જૈન લોકો પરમાત્માની સેવાપૂજામાં ગાળે છે. ત્યાં આવનાર શખ્સ ખાવાની સામગ્રી, અસ્ત્રશસ્ત્ર, જોડા વગેરે વસ્તુઓ મંદિરની અંદર પોતાની સાથે લઈ જઈ શકતો નથી. આ ઉપરાંત કોઈ ચીજ ત્યાં લઈ જવાનો નિષેધ છે. દરેક ધર્મના લોકોને જોવા માટે આ મંદિર ખુલ્લું જ હોય છે.

પરંતુ દેલવાડા મંદિર વિષે આ રીતે કહેવાનો મારો ઉદ્દેશ બીજો છે. સત્ય વસ્તુ તો એ છે કે મને બોલવા માટે વધારે તક મળવી જોઈએ. કેટલાંક માર્ગદર્શક પુસ્તકોમાં જેમને માટે બે કે ત્રણ લીટી જ લખવામાં આવેલ છે, તેઓ હતા વિમળશાહ અને વસ્તુપાળ અને તેજપાળ નામના બે ભાઈઓ.

આ મહાપુરુષોએ આબૂ જેવા પર્વત પર રૂ. ૧૯ કરોડ ખર્ચી પોતાની ધાર્મિક મહત્ત્વાકાંક્ષાઓ, જે પરાક્રમ અને વૈભવના રૂપમાં અમર કરી ગયા છે. ઉપરાંત હિંદુ ધર્મ પ્રત્યે પોતાનો કેવો પ્રેમ હતો તેનો પુરાવો એ હકીકત પરથી મળે છે કે શ્રીકૃષ્ણભગવાન ચરિત્ર અને નરસિંહ અવતારની કથાઓ એ મંદિરમાં ઘણી આકર્ષક રીતે અંકિત કરવામાં આવી છે.

વિમળશાહ પોરવાડ જ્ઞાતિના હતા અને અણહીલવાડ પાટણના સને ૧૦૨૨ થી ૧૦૬૩ સુધીમાં થઇ ગયેલા ચૌલુક્ય રાજા પહેલા ભીમદેવના દીવાન હતા. વસ્તુપાળ અને તેજપાળ નેહમંત્રી અને વિમળશાહ અણહીલવાડના રાજાઓના સેવકો હતા એમ પણ કહેવાય છે. એ સમયે આબૂનો પહાડ અને તેનો પ્રદેશ હાલના ગુજરાતના તાબામાં હતો એમ લાગે છે. તે કાળે ચંદ્રાવતી ગામમાં પરમાર ધંધૂકરાજ રાજ્ય કરતો હતો. ભીમદેવની સત્તા સામે તે વખતોવખત માથું ઊંચકતો હતો આથી ભીમદેવે વિમળશાહને સૈન્ય સાથે ધંધૂકને જીતવા મોકલ્યો હતો. તેમની શૂરવીરતાથી ડરી જઇ ધંધૂકરાજ નાસી ગયો હતો. ભીમદેવે વિમળશાહને દંડનાયક બનાવી ચંદ્રાવતીમાં રાખ્યા હતા. પાછળથી વિમળશાહે ધંધૂકરાજને બોલાવી ભીમદેવ સાથે સંધિ કરાવી દીધી હતી. પછીથી ધંધૂકરાજે પાટણની આણ કબૂલ રાખી હતી. વિમળશાહ આ કામમાં રોકાયા હતા ત્યારે તેમણે આ મંદિર બંધાવ્યું હતું. વિમળશાહ પર અને એના ગુરુ ધર્મઘોષસૂરિ પર પટ્ટાવલિ વધારે પ્રકાશ પાડે છે. તે નોંધે છે કેઃ-

"માઉન્ટ અર્બુદા પર આવેલું ઋષભદેવનું મંદિર પોરવાડ જાતિના પ્રધાન શ્રી. વિમલે બંધાવ્યું હતું. આ માણસ કે જેનું છત્ર બીજાઓથી ઊંચું રહ્યું હતું તે ચંદ્રાવતીના મુખ્ય શહેરનો સ્થાપક હતો. હજુ સુધી પણ ત્યાં વિમળશાહનું નામ ભૂલાયું નથી. વર્ધમાનસૂરી નામના ગુરુએ પ્રતિષ્ઠાવિધિ સં. ૧૦૮૮ (ઈ. સ. ૧૦૩૧)માં કરી અને મંદિર પાસે આસન આકરી સ્વર્ગગમન કર્યું."

વસ્તુપાળની અને તેજપાળની બાબતમાં એવું જણાય છે કે તેઓ ભાઈઓ હતા. તેમને બીજા બે ભાઈઓ પણ હતા. તેઓ અસિરાજના પુત્રો હતા. તેમની વંશાવળીને લગતું લાંબું વર્ણન મંદિરમાં જ એક ઠેકાણે કોતરવામાં આવ્યું છે. તે બતાવે છે કે તેઓનું મૂળ સ્થાન અણહીલવાડ (પાટણ) હતું. ગુજરાતના ચાલુક્ય વંશમાં રાજવીઓના શાસન હેઠળ તે મોટું શહેર હતું. તેમની વંશાવળી આ પ્રમાણે છે :—



લૂણિગ સૌથી મોટો ભાઈ હતો અને નાનપણમાં મરણ પામ્યો હતો. તેને માટે આ શબ્દો શિલાલેખમાં કોતરાવ્યા છે: "જ્યારે તે બાળક હતો ત્યારે જ કિસ્મતે ઈંદ્ર સાથે તેની મુલાકાત કરાવી આપી હતી." બીજો ભાઈ મહાદેવ હતો તેને માટે આ શબ્દો કોતરાવ્યા છે: "સિદ્ધાંતોને સ્વીકારવામાં, રાજ્યવહીવટની ભૂલ કાઢવામાં અને દુશ્મનો સામે જીત મેળવવામાં તેના જેવો હરીફ કિરતારે સર્જ્યો નથી." વસ્તુપાળ અને તેજપાળ ત્રીજા અને ચોથા ભાઈ હતા. તેમના માટે નીચેનું લખાણ પ્રસિદ્ધ સાહિત્યમાંથી મળી આવે છે:

"આ બન્ને ભાઈઓ રૂઢિચુસ્ત જૈન હતા, અને તેઓએ પોતાનો ઘણો પૈસો જૈનધર્મ ખાતર ખરચ્યો હતો, પરંતુ તેઓ હિંદુધર્મના દુશ્મન ન હતા; તે ધર્મમાં પણ તેમણે પોતાનો ફાળો આપ્યો છે. માનો યા ન માનો પણ આ ભાઈઓએ રૂપિયા ચાર અબજ ખર્ચ્યા હતા. વસ્તુપાળ અને તેજપાળ પણ વિમળશાહની જ્ઞાતિના હતા, પરંતુ એ બંને સન ૧૧૮૯ થી ૧૨૪૨ સુધીમાં થઈ ગયેલા બીજા ભીમદેવ રાજાના સમકાલીન હતા. અઢારમા સૈકાની શરૂઆતમાં "રાજા બનાવનારા" એ સૈયદ ભાઈઓ થઈ ગયા તેમના જેવું જ તેમનું સ્થાન હતું. રાજગાદી ચાલુક્યો પાસેથી વાઘેલાઓ પાસે ગઈ ત્યારે તેઓ રાજા વીરધવલના પ્રધાનો બન્યા હતા. રાજા વીરધવલના મૃત્યુ પછી નાગર નામના એક બ્રાહ્મણની ખટપટથી આ બંને ભાઈઓની સત્તાનો નાશ થયો હતો. મંદિરો, કુંડો, ગુફાઓ, ઝરાઓ, કૂવાઓ અને જળાશયો બંધાવવા પાછળ તેમણે છૂટા હાથે દ્રવ્ય ખર્ચ્યું હતું."

આ મંદિરોના કમ્પાઉન્ડમાં બીજાં નાનાં નાનાં મકાન તથા મંદિરો છે. એક મંદિર જે કીર્તિસ્થંભથી થોડું ઉપર

જવાથી આવે તેમાં દિગંબર જૈનમૂર્તિઓ છે. ગીરનારની ચાર ટૂકના નામથી પ્રસિદ્ધ ચાર દેરીઓ જેમાંની ત્રણમાં જૈનની મૂર્તિઓ છે અને ચોથીમાં અંબાજી માતાની મૂર્તિ છે તે લુણવસહિના દરવાજેથી થોડે આગળ ઉત્તર દિશામાં આવે છે. આ મંદિરના મુખ્ય દ્વાર પાસે જૈન કાર્યાલય જેનું નામ શેઠ કલ્યાણજી પરમાનંદજી છે અને બીજા નાનાંમોટાં મકાન છે જેમાં પૂજારી વગેરે રહે છે. એકમાં પુસ્તકાલય છે. મંદિરની બહાર સડકની બંને બાજુ બે ધર્મશાળાઓ છે જેમાં એક બે માળની છે તે સંઘે બનાવી છે એમ કહેવામાં આવે છે. બીજી ધર્મશાળા શેઠ કઠીભાઈની કહેવાય છે.

(૨૨) કુંવારી કન્યા

હેલવાડાની દક્ષિણ દિશામાં થોડાક જ દૂર હિંદુમંદિરોનાં ખંડિયેરો દષ્ટિએ પડે છે જેમાં અનેક દેવદેવીઓની મૂર્તિઓ છે કેટલાંક મંદિરોમાંથી મૂર્તિઓ ગુમ થઈ ગયેલી માલૂમ પડે છે. એક મંદિર કે જેનું નામ "વાલમ રસિયા" છે તે અદ્યાપિ પર્યંત સાધારણ સ્થિતિમાં ઊભું છે. આ મંદિરમાં એક ખંડિત છત્રીની નીચે શ્રી ગણેશજીની મૂર્તિ સામે 'વાલમ રસિયા'ની વિશાળ પ્રતિમા છે, છત્રીની સામે મંદિરમા એ દેવીની પ્રતિમા છે, જેને "કુંવારી કન્યા"ના નામથી ઓળખવામાં આવે છે. આ કન્યાનું મુખ એક નાની ઋષિની મૂર્તિ સામે છે.

આ મંદિરની સાથે આબૂના ઇતિહાસને લગતી એક અમર પ્રેમકથા જોડવામાં આવી છે જે લયલા-મજનૂ, શીરી-ફરહાદ તથા હીરા-રાંઝા જેટલી જ રોમાંચક તથા દર્દભરી છે. પૂર્વે અહીં વાલ્મીકિ નામના ઋષિ રહેતા હતા. આ યોગીરાજ આબૂની રાજકન્યા ઉપર આસક્ત

થયા અને તેની સાથે વિવાહ કરવાને ઉત્કંઠિત બન્યા; પરંતુ કન્યાની માતા એ લગ્ન-સંબંધથી નાખુશ હતી. તેણે એક એવી શરત ઋષિ પાસે રજૂ કરી કે આજ સંધ્યાકાળથી પ્રાતઃકાળમાં કૂકડો બોલે તે પૂર્વે રાત્રિમાં ને રાત્રિમાં આ પર્વત પરથી ઠેઠ નીચે સુધી સરલ રસ્તો બનાવી આપો તો જ હું મારી પુત્રી તમને પરણાવું. વાલ્મીકિ ચમત્કારિક પુરુષ હતા. આ શરત તેમણે ખુશીથી સ્વીકારી લીધી અને કાર્ય શરૂ કરી દીધું. સરલ રસ્તો બનાવવાનું કાર્ય પ્રાત કાળમાં કૂકડો બોલે તે પહેલાં પૂર્ણ થવાની તૈયારીમાં હતું તેવામાં કન્યાની માતા જે આ લગ્ન-સંબંધમાં પહેલેથી જ નાખુશ હતી તેણે કપટપૂર્વક કૂકડાનો અવાજ કર્યો અને એ અવાજ સાંભળતાં જ વાલ્મીકિની આશા પર પાણી ફરી વળ્યું. તે હતાશ બનીને પોતાની ઝૂંપડીમાં ચાલ્યા ગયા. બાદ જ્યારે કન્યાની માતાનો માયા-પ્રપંચ વાલ્મીકિના જાણવામાં આવ્યો ત્યારે તેઓ ઘણા જ દુઃખી થયા. અને કન્યાની માતાને શાપ આપી પથ્થર બનાવી દીધી. કન્યાની માતાની મૂર્તિને તોડી નાખી તેને પથ્થરોના જથ્થામાં દાખી દીધી અને કન્યાની પ્રતિમાની આ મંદિરમાં સ્થાપના કરી. આ કન્યાની મૂર્તિને "કુંવારી કન્યા" એવા નામથી સંબોધવામાં આવે છે. વાલ્મીકિ ઋષિ પણ ઝેરનો પ્યાલો પી સદાને માટે સૂઇ ગયા આ છે આબુના માર્ગ પર આવેલા એક મંદિરના નિર્માણકર્તાની દુઃખદ પ્રેમકથા.

યાત્રાળુ લોકો જ્યારે પૂજા કરવા આવે છે ત્યારે કન્યાની માતાના પથ્થર-ગંજ પર પથ્થર મારે છે અને તેને 'વિશ્વાસઘાતી' વગેરે કહી ગાળો આપે છે. આ 'વાલમ રસિયા' મંદિરની પાસે એક નાનું સુંદર નાળું, વાવડી અને શંકરની અનેક મૂર્તિઓ છે. આ ઉપરાંત હનુમાનજીની એક દિવ્ય મૂર્તિ પણ છે.

દેલવાડાનાં તેમ જ આબૂનાં કેટલાંક ખેતરોમાં એવા કેટલાએક કૂવાઓ છે કે જેનું પાણી અરઠ [ એક પ્રકારનું ચક્કર ] વાપરી તે વડે કાઢવામાં આવે છે. આ રીતે પાણી કાઢવાની પુરાણુ પદ્ધતિ અકબરના સમયથી પ્રચલિત થઈ છે.

### (૨૩) દિગંબર જૈનમંદિર

અચલગઢ તરફ જતી સડકની બાજુ પર થોડી ઊંચાઈએ આ મંદિર આવેલું છે. આ ઘણું પ્રાચીન મંદિર છે.. આ મંદિરને લગતા લેખ પરથી એવી માહિતી મળે છે કે આ મંદિરની પ્રતિષ્ઠા સંવત ૧૪૯૪માં ઇડરની ગાદીવાળા ભટ્ટાર્કજીના શુભ હસ્તે કરવામાં આવી. આ મંદિરની ચારે બાજુ ધર્મશાળાઓ આવેલી છે. જૈનયાત્રીઓ માટે આ ધર્મશાળાઓમાં દરેક પ્રકારની સગવડતાઓ મળી રહે છે.

### (૨૪) સત્સંગ આશ્રમ

દેલવાડાની ઉત્તર દિશામાં અચલગઢની સડક ઉપર સત્સંગ આશ્રમ આવેલ છે. અહીં ભગવાન શિવનું એક સુંદર અને આકર્ષણીય મંદિર છે. આ મંદિરને લાલ મંદર પણ કહે છે. ઈ. સ. ૧૯૪૮માં સ્વામી શ્રી શ્રદ્ધાનંદજી મહારાજે આ આશ્રમ સ્થાપ્યો હતો.

### (૨૫) ટ્રેવર તાલ

દેલવાડાથી અચળગઢ આગળ જતાં બે સડક આવે છે એક સડક સીધી અચળગઢ તરફ જાય છે અને બીજી સડક ડાબા હાથે ટ્રેવર તાલ તરફ જાય છે. ઈ. સ. ૧૮૯૪-૯૫માં સિરોહીના મહારાજાએ રાજપૂતાનાના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ કર્નલ ટ્રેવરની પુણ્યસ્મૃતિ ખાતર આ તળાવ બંધાવ્યું હતું. આ તળાવ પાછળ ૩૪,૭૬૯ રૂપિયાનો ખર્ચ કરવામાં આવ્યો હતો. આ તળાવ પાકું બાંધવામાં આવ્યું છે અને ઊંડું પણ ઘણું જ છે. આ અત્યંત રમણીય

સ્થાન છે જ્યાં એક નાનું વિશ્રામાલય છે અને ચારે બાજુ પર્વતમાળા છે. આ શાંત અને એકાંતસ્થાન છે.

(૨૬) અચલેશ્વર મહાદેવ*

આબૂથી પાંચ માઈલ દૂર અચલગઢનું પ્રાચીન તથા પ્રખ્યાત સ્થાન આવેલું છે. આ જગ્યાએ આવતાં પહેલ-વહેલાં એક મંદિર આવે છે.

આકારની કે શણગારની નજરે ખાસ આકર્ષે તેવું આ મંદિરમાં કંઇ નથી પરંતુ તેમાં જે સાદાઇ રહેલી છે તે જ તેની પ્રાચીનતાની ખાતરી આપે છે. ચારે બાજુએ નાનાં દેવળોથી ઘેરાયેલા ચોરસ પ્રદેશની વચ્ચે તે આવેલ છે અને બ્લુ સ્લેટના પથ્થરના બ્લોકોમાંથી બનેલ છે. આ મંદિરમાં શિવલિંગ (શંકરની પ્રતિમા) નથી. અહીં એક ખાડો છે તેને બ્રહ્મખાડ કહેવામાં આવે છે. આ જગ્યાએ શંકરના ચરણનો અંગૂઠો છે એમ કહેવાય છે કે, બ્રહ્મખાડ પાતાળ પર્યંત ઊંડો છે કાશીવિશ્વનાથે પોતાનો પગ લાંબો કર્યો જે તેનો અંગૂઠો આ સ્થાન સુધી પહોંચ્યો છે અપવિત્ર ધારાવર્ષે દંતકથાની સત્યતા અંગે શક વ્યક્ત કર્યો હતો. અને આ ખાડો પાતાળ સુધી ઊંડો છે કે નહિ તેની કસોટી કરવા તેણે છ મહિના સુધી તેમાં પાણી રેડયા કર્યું હતું પરંતુ તે નિષ્ફળ નીવડયો હતો. તેના પર પરમેશ્વરનો શ્રાપ ઊતર્યો હતો અને શાહી પરમાર વંશનો તે છેલ્લો રાજવી હતો. દર્શન કરવાવાળા યાત્રાળુ લોકોને પૂજારી દીવાની મદદથી આ ખાડાનું દિગ્દર્શન કરાવે છે. આ ઉપરાંત પિત્તળનો નંદી પણ અહીં છે. આ નંદીની પીઠ પર થોડાક પ્રકારનાં ચિહ્નો જોવાય છે. આના કારણ પરત્વે

* અચલેશ્વર મંદિરના જીર્ણોદ્ધારનો સૌથી પ્રાચીન લેખ સંવત ૧૩૪૩નો મળ્યો છે. તે સમયે મેવાડના મહારાજા સમરસિંહે મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી તેના પર સોનાનો ધ્વજ ચડાવ્યો હતો.

એમ કહેવામાં આવે છે કે અમદાવાદના બાદશાહ **મહંમદ** બેગડાએ 'ખજાનો મળશે' એમ માની આ નંદીને તોડવાનો પ્રયાસ કર્યો. * મહંમદ બેગડાના આ કર્તવ્યથી શિવજી ઘણા જ નાખુશ થયા અને બાદશાહની પાછળ લાખો મધમાખીઓ છોડી મૂકી. આ નવીન પ્રકારના ઉપદ્રવથી પોતાની સાથેનો સર્વ સરંજામ મૂકી બાદશાહ નાસી છૂટયો. આ નંદી પર ઈ. સ. ૧૪૦૮નો એક લેખ કોતરાયેલો છે. દરેક વિશાળ મંદિરમાં હોય છે તેમ આ મંદિરમાં પણ બીજાં ઘણાં નાનાં મંદિર છે. તેઓમાં શિવલિંગ અને દેવદેવીઓની મૂર્તિઓ છે. વજન કરવા માટે મોટું ત્રાજવું પણ અહીં પડયું છે. પ્રાચીનકાળમાં રાજામહારાજાઓ અને ધનાઢય લોકો તેમાં ચાંદીથી, સોનાથી અને આભૂષણોથી તોળાઇને તુલાદાન આપતા હતા. આ ઉપરાંત રાણા લાખાજીએ અર્પણ કરેલું લોઢાનું ત્રિશૂળ પણ અહીં છે, તેમ જ મંદિરની સામે લોઢાની મોટી ગદા પડેલી છે. આ મંદિર ઈ. સ. ૮૧૩માં બાંધવામાં આવ્યું હતું.

અચલેશ્વર મહાદેવની નજીકમાં વિશાળ કુંડ છે, તેની લંબાઈ ૯૦૦ ફીટની છે આ કુંડનું નામ છે **મંદાકિની કુંડ.** આ કુંડના પાણીને ગંગા નદીના જળ જેવું પવિત્ર

* મહંમદ બેગડાએ સને ૧૪૫૯ થી ૧૫૧૧ સુધી અમદાવાદમાં રાજ્ય કર્યું હતું. નંદી ઉપર સને ૧૪૦૮નું લખાણ છે. આપણે જાણીએ છીએ કે અમદાવાદના સુલતાનો અને આ પ્રદેશના હિંદુ રાજવીઓ વચ્ચે સતત સંગ્રામ ચાલતો હતો. આથી ચોક્કસ સમયના વધુ સાબિતી મળતાં સુધી જૂની પ્રણાલિકાનો સ્વીકાર કરવો જોઈએ એ મને વધુ સલામત લાગે છે.

માનવામાં આવે છે. અત્યારે આ કુંડ ચારે બાજુ જીર્ણ થઈ ગયો છે. આ કુંડના ચારે ખૂણા પર ઋષિઓની નાની ઝુંપડીઓ બનાવવામાં આવેલી છે. આ કુંડ સંબંધમાં એમ કહેવામાં આવે છે કે, પુરાતનકાળમાં આ કુંડ ઘીથી ભરેલો હતો. આ ઘી પીવાને માટે ત્રણ રાક્ષસો ભેંસનું રૂપ ધારણ કરીને આવતા હતા. પરમાર રાજા આદિપાલને આ વાતની ખબર પડતાં તેણે આ ત્રણ ભેંસોને એક જ બાણથી મારી નાખી હતી. તેઓ પથ્થરવત્ અત્યારે પણ નજરે પડે છે. ધનુષ્ય સાથેની પરમાર રાજાની મૂર્તિ પણ અદ્યાપિ મોજૂદ છે.

કર્નલ ટોડ આ બાવલાને જોઈને ઘણો ખુશી થયો હતો. પશ્ચિમ ભારતના પોતાના ઇતિહાસમાં તે નોંધે છે કે, "આદિપાલનું પૂતળું તેના સ્થાન પર બરાબર સ્થિર છે, અને તે મને એટલું સુંદર લાગ્યું છે કે અગાઉ મેં કોઈ ચીજ આવી સુંદર જોઈ નહોતી. તે પ્રાચીન દિવસોનો અને પ્રાચીન સમાજના રીતરિવાજનો ખરેખર સુંદર નમૂનો હતો. તે પાંચ ફીટ ઊંચાઈમાં સફેદ આરસપહાણના પથ્થરમાં કોતરવામાં આવેલ છે. ભારતમાં મેં જોયેલા સુંદર સ્થાપત્યના નમૂનારૂપ તે હતો.

મંદાકિની કુંડ નજીકનું બીજું જોવા જેવું સ્થળ ઇ. સ. ૧૫૬૨ થી ૧૫૭૧ સુધી થઈ ગયેલ સિરોહીના મહારાવ માનસિંગની સમાધિ છે. તેઓને માઉન્ટ આબૂ મુકામે મારી નાખવામાં આવ્યા હતા. અચલેશ્વર મંદિર નજીક તેમને અગ્નિદાહ દેવામાં આવ્યો હતો, તેની માએ આ સ્થળે તેની સમાધ બનાવેલી હતી. તેની સાથે તેની પાંચ રાણીઓ સતી બની હતી. તેમને લગતી વિગતો સમાધિના મધ્ય ભાગે કોતરવામાં આવેલ છે. આબૂનું સ્થળ

દેવડા લોકોના કુદરતી કિલ્લા સમાન હતું; પરંતુ મહારાવ માનસિંગને મારી નાખ્યા બાદ ચિત્તોડની જેમ જ તે નિવાસસ્થાન તરીકે નકામું ગણાય છે.

અચળગઢ પર્યંત મોટર, બળદગાડી તેમ જ રિક્ષા-જા-આવ કરી શકે છે. બળદગાડીમાં જનારા તેમ જ પગે ચાલનારા યાત્રિકોની રક્ષાને માટે પોલીસનો બંદોબસ્ત કરવામાં આવેલ છે. અચલગઢથી એક સડક સીધી નીચે, સુધી જાય છે. ઓરિયા ગામ પણ અહીંથી નજીક છે અને ત્યાં ઊતરવા માટે બંગલાની વ્યવસ્થા છે.

## ( ૨૭ ) અચળગઢ

અચલેશ્વર મહાદેવથી થોડે દૂર ઉપર જતાં અચલેશ્વરનો જૂનો કિલ્લો નજરે પડે છે. આ કિલ્લો પરમાર રાજાએ લગભગ ઈ. સ ૯૦૦માં બંધાવ્યો હતો. અહીં આગળ બે મંદિર તથા મેવાડના રાણા કુંભાજીની તેમ જ તેમના પૂર્વજ ઉદયસિંહની મૂર્તિઓ છે. અહીં 'શ્રાવણ–ભાદરવો' નામના કુંડ છે. તેમાં બારે માસ પાણી ભર્યું રહે છે, તે જોવા લાયક છે. બે માળવાળું શ્રી આદિનાથ પરમાત્માનું જિનાલય પહેલાં આવે છે. આ બંને માળમાં ચાર ચાર મોટી અને ભવ્ય મૂર્તિઓ છે. મંદિરના કોઇ પણ દરવાજાથી જોતાં દરેક મૂર્તિઓ સરખી નજરે પડે છે. કુલ ચૌદ મૂર્તિઓ છે, જે સોનાની બનેલી કહેવાય છે. આ પ્રતિમાઓનું વજન ૧૪૪૪ [ચૌદસો ને ચુંવાલીસ] મણ જેટલું ગણાય છે. આ સુવર્ણ મૂર્તિઓ સંબંધે એવું અનુમાન કરવામાં આવે છે કે મૂર્તિઓ કેવળ સોનાની નહિ હોય પરંતુ પંચધાતુની હોઈ

શકે. બીજા માળ પર ચડી નજર કરતાં પહાડનું અદ્ભુત ને અનેરુ દૃશ્ય નજરે પડે છે. આ ઉપરાંત આબૂરોડથી અજમેર જતી રેલવે લાઇન સ્પષ્ટ નજરે પડે છે. આ સ્થળેથી પર્વતના નૈસર્ગિક સૌંદર્યનો આબેહૂબ ખ્યાલ આવી શકે છે.

મેવાડના રાજા મહારાણા કુંભા સને ૧૫૩૩ થી ૧૫૩૮ સુધી થઇ ગયા. તેમણે ચિતોડગઢ સાથે મશહૂર કીર્તિસ્થંભ અને મેવાડના કુંભલગઢનો કિલ્લો બંધાવ્યો હતો. તેણે શિરોહીના દેવડાઓ પાસેથી આબૂનો કિલ્લો કબજે કર્યો હતો. તેણે આબૂનો કબજો લીધાની વાત કંઇક શંકાસ્પદ છે એટલે આપણે એ બાબત ઇતિહાસકારો ઉપર છોડીએ, કારણ કે અચળગઢ ખાતે તેણે રચાવેલાં સ્થાપત્ય કામો તેની લશ્કરી, ધાર્મિક અને રચનાત્મક શક્તિઓની હજુ આજે પણ આપણને યાદ આપે છે. સને ૧૪૫૨માં તેણે અચળગઢનો કિલ્લો બધાવ્યો હતો. ટોડે તેનું વર્ણન આમ કર્યું છે: "ઉપરનો કિલ્લો કુંભાએ બંધાવ્યો છ, પરંતુ તેણે ઘણું કરીને આ કિલ્લાનું માત્ર સમારકામ કરાવ્યું છે. "કિલ્લાની અંદરના ભાગનું બાંધકામ ખૂબ પ્રાચીન છે. આ કિલ્લામાં અનાજના કોઠારના અવશેષો તથા કુંભારાણાનો જે ભંડાર અંદરના ભાગમાં ખૂબ જ મજબૂત સિમેન્ટથી બંધાયેલો છે તે આવેલો છે. આની નજદીક ડાબી બાજુએ કુંભારાણાની ઓખા રાણીનો મહેલ આવેલો છે. પૂર્વમાં એક ખૂબ જ ઊંચી ટેકરી ઉપર ભયના પ્રસંગે ખબર આપવા માટેના મિનારાના અવશેષો આવેલા છે તેના ઉપર આજે પણ કુંભાનું નામ છે. આ કિલ્લો હાલમાં ખંડેર અવસ્થામાં છે." કિલ્લાની નીચે બે મજલાની ગુફા છે. તે રાજા હરિશ્ચંદ્રનું નિવાસસ્થાન હોવાનું કહેવાય છે.

એક ઘડીને માટે પણ તમે એમ ન ધારતા કે અચળગઢમાં તમને રસ પડે એવી તમામ બાબતો સંબંધમાં તમને કહી નાખવામાં આવ્યું છે. જેટલું કહેવાયું છે તેના કરતાં ઘણું વધારે કહેવાનું બાકી રહ્યું છે, પરંતુ જગ્યાના અભાવે અન્ય પ્રાચીન સ્મારકોનાં થોડાં જ નામોનો ઉલ્લેખ અહીં હું કરીશ.

**(૨૮) ભર્તૃહરિની ગુફા**

મંદાકિની કુંડથી થોડે છેટે આ ગુફા પાકા મકાનના રૂપમાં આવેલી છે. એ બહુ રમણીય જગા છે.

**(૨૯) રેવતી કુંડ**

આ કુંડ મંદાકિની કુંડની પાછળ છે. આ કુંડમાં હંમેશાં પાણી ભરેલું રહે છે.

**(૩૦) ભૃગુ આશ્રમ**

આ આશ્રમ અચલગઢથી એક માઈલ છેટે છે. અહીં આગળ એક 'ગોમતી કુંડ' નામનો કુંડ, મહાદેવનું મંદિર, મઠ, વગેરે છે. આ સ્થાન પણ અત્યંત આહ્‌લાદક છે.

**(૩૧) શાંતિનાથનું મંદિર**

અચળગઢ નીચે જતી સડકની નજીક નાનો પહાડ છે. તેના ઉપર આ મંદિર આવેલું છે. આ મંદિરમાં શ્રી શાંતિનાથ (જૈનોના સોળમા તીર્થંકર)ની મૂર્તિઓ છે. આ મંદિરની મૂર્તિઓમાંની એક મૂર્તિ ઉપર સને ૧૨૪૫ની સાલનો આંકડો કોતરેલો છે. સોલંકી રાજા * કુમારપાળે આ મંદિર બંધાવ્યું હોવાનું કહેવાય છે.

આ ઉપરાંત મંદાકિની કુંડની નજીક મહારાણા-કુંભાજીનું બનાવેલું મંદિર છે. શ્રી આદિનાથ ભગવંતની

* સંવત ૧૫૬૯ના સમયમાં પશ્ચિમ ભારતમાં કુમારપાળ ચક્રવર્તી રાજા હતા.

એ માળવાળા મંદિરની નજીક પરમ માનનીય યોગેશ્વર શ્રી વિજયશાંતિસૂરિશ્વરજી મહારાજનો આશ્રમ (આનંદ-આકામ) છે. આ સ્થળો જોવાલાયક છે, પરંતુ આ પુસ્તિકાનું કદ વધી જવાના ભયને અંગે આ દરેક સ્થળનું વિગતવાર વર્ણન આપી શકાતું નથી.

(૩૨) ઓરિયા

અચળગઢની ઉત્તર દિશામા અર્ધા માઇલના અંતરે આ ગામ આવેલું છે ગુરુશિખર જવા વાળા યાત્રીને અહીં દૂધ-દહીં સારું મળે છે. અહીં થોડાંક હિંદુઓના અને જૈનોનાં ઘરો છે, અહીં કતખલેશ્વર મહાદેવ માટે લખવું યોગ્ય ગણાય. કારણ કે આ મંદિરમાં સંવત ૧૨૬૫નો શિલાલેખ આવેલો છે. આમાં અમ લખેલું છે: "સંવત ૧૨૬૫, વૈશાખ સુદ પૂનમ, મંગળવાર, ચાલુકય જાતિનો પૂર્ણ ભટ્ટાર્ક મહારાજાધિરાજ શ્રીમદ્ નીમદેવ, પોતાના શાસન હેઠળ અને જીવનકાળમાં શ્રી કુરૂન પોતાના સમયના દરેક કુંવરનો પ્રધાન હતો. ચંદ્રાવતી ઉપર ધારાવર્ષદેવનું જ છત્ર ફેલાયેલું હતું. નાગુરી આ ભાગ્યવંત દેશોનો મંડળેશ્વર હતો. આ સમયે કુંવર પ્રહ્લાદન વહીવટીતંત્ર ચલાવતો હતો. આજ સમયે બહાદુરે કેદારેશ્વર કનખલેશ્વરનું મંદિર સમરાવ્યું હતું, ત્યાં એક ડાક બંગલો પણ છે, એની દેખરેખ દેલવાડાના તહેસીલદાર રાખે છે.

(૩૩) ગુરુશિખર

આબૂ પર્વતનું ઊંચામાં ઊંચું શિખર સમુદ્રની સપાટીથી ૫૬૫૦ ફીટ ઊંચું છે. તેને 'ગુરુશિખર' એવા નામથી ઓળખાવામાં આવે છે. આ શિખર આબૂથી સાત માઇલ

છે છે. ઓરિયાથી પેટે દૂર પર્વત સડક છે, પરંતુ ત્યાર બાદ ગાંકડી કેડી શરૂ થાય છે, તે પર્વત પર અને નાળામાં થઈને આ શિખર સુધી જાય છે ભગવાન દત્તાત્રેયે આ સ્થળે નિવાસ કર્યો હતો. તેમનાં પગલાં પણ આ શિખર ઉપર એક મંદિરમાં સ્થાપવામાં આવેલ છે. હિંદુધર્મના ઉદ્ધારક રામાનંદનાં પગલાં પણ અહીં છે મોટાં મોટાં મંદિરોમાં જેવો ઘંટ હોય છે તેવો મોટો ઘંટ અહીં નજરે પડે છે; એનો અવાજ ઘણે દૂર સુધી પહોંચે છે. આ ઘંટ ઉપર ઈ. સ. ૧૪૧૧નો લખેલો લેખ કોતરેલો છે. આ સ્થળેથી ઘણે દૂર સુધીનાં સ્થળો જોવાય છે. આ જગ્યા ઉપર રહીને ચારે બાજુએ નજર નાખીએ છીએ ત્યારે આખું દૃશ્ય આપણને મુગ્ધ કરી નાખે છે. દૂર દૂરનાં ગાઢ જંગલ તથા હરિયાળી વૃક્ષઘટા તેમ જ શીતળ પવનની મંદમંદ લહેરો આપણને અત્યંત આનંદ અર્પે છે. ચઢાવ જરા વધારે અને મુશ્કેલીવાળો છે. પરંતુ આ સ્થળે આવવાની ઇચ્છાવાળા મક્કમ મનના માનવીઓ માટે કોઈ પણ કઠિન નથી. આબૂ પર આવનાર પ્રવાસીએ આ સ્થાનની મુલાકાત અવશ્ય લેવી જોઈએ. અચળગઢના યાત્રાળુ લોકોની રક્ષાની માફક આ સ્થાનના યાત્રાળુ લોકોની રક્ષાને માટે પણ એક પોલીસ સિપાઈ સવાર સાંજ ઓરિયા સુધી આવે જાય છે. ઓરિયાથી એક ભોમિયાને સાથે લેવો એ વધારે હિતકારક છે. આ સ્થળે એક ધર્મશાળા પણ છે. અહીં રહેતા મહંત યાત્રાળુ લોકોની સગવડ માટે પૂરેપૂરી કાળજી રાખે છે. અહીં સાધુસંન્યાસીને તેમ જ દરિદ્ર

પુરુષોને મફત ભોજન આપવામાં આવે છે. અહીં આગળ એક સુંદર કૂવો અને બગીચો છે.

### (૩૪) વાસ્થાનજી

આબૂના ઉત્તર ઢોળાવ પર શેરગૉંવ તરફ જતાં સહેલાણીઓને કુદરતના સાન્નિધ્યમાં બહુ જ સુંદર સ્થાન મળી આવશે. અહીં ૧૮ ફીટ લાંબી, ૧૨ ફીટ પહોળી અને છ ફીટ ઊંચી ગુફા છે. તેમાં વિષ્ણુની મૂર્તિ છે. એ વસ્તુ કહેવી નકામી છે કે આ સ્થળ તેમ જ મૂર્તિ જોવા જેવાં છે. સ્થળ પાસે પહોંચવું કઠિન છે, પરંતુ પ્રતિવર્ષે હજારો યાત્રાળુઓ તેની મુલાકાત લે છે. વાસ્થાનજી અને શેરગૉંવ વચ્ચે અધવચ્ચમાં સૂરજ કુંડ આવેલો છે. અહીં એક વિચિત્ર પથ્થરમાંથી પાણી જમા થાય છે અને ઉનાળામાં પણ આ પાણી સૂકાતું નથી. શેરગૉંવની નજીક આવેલા રાજા અને રાણીના મહેલો, ભૈરવનાથજી, ગબાકસનજી, પુષ્કરજી, વગેરે સ્થળો જોવા જેવાં છે. પરંતુ આ સ્થળોએ જવાના રસ્તાઓ જુદા જુદા છે અને આ સ્થળોએ ભોમિયાઓ વગર એકલા જવું ભયભરેલું છે. આવી જ રીતે ગુરુશિખર પર બીજી બાજુએ આવેલા ઉત્તરાજ (આબૂનું એક ગામડું) પાસે પણ કેટલાંક પવિત્ર સ્થળો છે. આ સ્થળો કેદારનાથ મહાદેવ, દેવી માતાગણજી, પંચ દેવલા મહાદેવ, અદ્રિનાથનું મંદિર, ગણેશી, વગેરે છે. આ સ્થળોએ પહોંચવાના રસ્તાઓ મુશ્કેલ હોવાથી સામાન્ય મુલાકાતીને આ સ્થળોના વિગતવાર વર્ણનમાં ઝાઝો રસ રહેશે નહિ.

અમે પહેલાં જણાવી ગયા છીએ કે આબૂમાં પ્રાચીન સ્થાન ગણવા બેસીએ તો તેનો પાર આવે તેમ નથી;

એટલે તે સર્વનું વર્ણન આપવું અશક્ય છે. આબૂરોડ જતી સડક પર પણ કેટલાંક પ્રસિદ્ધ અને પુરાતન સ્થળો છે તે પૈકી કેટલાંકનું વર્ણન અહીં આપવામાં આવ્યું છે.

**(૩૫) હૃષીકેષ**

આબૂરોડ સ્ટેશન આગળના પહાડની તળેટીમાં ચાર માઈલ દૂર આ સ્થાન આવેલું છે. અહીં આગળ વિષ્ણુનું ઘણું જ પુરાતન મંદિર આવેલું છે. આ મંદિરના સંબંધમાં એમ કહેવાય છે કે રાજા અંબરીષે તે બંધાવ્યું હતું. એની રાજધાની અમરાવતી હતી. શ્રીકૃષ્ણ જ્યારે મથુરાથી દ્વારકા જતા હતા ત્યારે તેમણે અહીંયાં વિશ્રામ કર્યો હતો. આ મંદિરની આસપાસ ઘણાં જ પુરાતન ખંડિયેરો હોય એમ અનુમાન કરવામાં આવે છે. આ સ્થળે ભાદરવા સુદિ અગિયારશને દિવસે મોટો મેળો ભરાય છે.

**(૩૬) મૂંગથલા [ મધુઆજી ]**

આબૂથી પશ્ચિમે લગભગ ૪ માઈલ પર મૂંગથલા ગામ છે. અહીં પહેલાં મહાજનો અને બ્રાહ્મણોની વસ્તી સારી હતી પણ આજે તો નામનું એક ઘર જ છે. અહીં મુદ્ગલેશ્વર નામનું શિવમંદિર છે. જેમાં વિ. સં. ૮૯૫ (ઈ. સ. ૮૩૮)નો એક લેખ બે મોટી શિલાઓ ઉપર કોતરેલો છે. તેથી આ મંદિર તથા ગામ પ્રાચીન હશે એમ સિદ્ધ થાય છે.

પૌરાણિક કથનો અનુસાર સિંધીઓએ શ્રીમાલનગરીના બ્રાહ્મણોનો નાશ કરવા માટે મુંડ નામના રાક્ષસને મોકલ્યો હતો. તે ત્યાં માર્યો ગયો એટલે આ ગામનું નામ મુંડસ્થલ પાડવામાં આવ્યું જેનું અપભ્રંશમાં મૂંગથલા થઈ ગયું.

અહીં એક વિશાળ જૈનમંદિર પણ છે જેના પ્રાચીન શિલાલેખો ઉપરથી માલૂમ પડે છે કે ભગવાન મહાવીર

અર્બુદ પ્રદેશમાં ફર્યા હતા એ ગામની પાસે કેટલાંક ખંડિયેર છે જેથી ખબર પડે છે કે અહીં કોઇક સમયે આ ઘણું વિશાળ નગર હતું. આશરે અર્ધા માઇલ પર મધુસૂદન નામના વિષ્ણુ ભગવાનનું મંદિર છે જે મધુઆજી નામથી પ્રસિદ્ધ છે. એની બહાર પરમાર રાજા ધારાવર્ષના સમયનો વિ. સ. ૧૨૪૨ (ઇ. સ. ૧૧૮૫)નો લેખ છે. આ લેખ પરથી ખબર પડે છે કે આ મંદિર એ લેખ પહેલાંનું બનેલું છે.

**( ૩૭ ) ચંદ્રાવતી**

આબૂરોડના અગ્નિ ખૂણે પશ્ચિમ બનાસના ડાબા કાંઠા પર ચંદ્રાવતી નામનું નગર અસ્તિત્વમાં હતું. આ નગર ૧૯ માઇલના વિસ્તારમાં વસેલું હતું. ગુજરાતના ચાલુક્ય રાજાઓના ખંડિયા જેવા આબૂના પરમાર રાજાઓની રાજધાનીનું તે સ્થળ હતું. આ પ્રાચીન નગરનો કંઇક અહેવાલ આપ્યા વિના આપણે આગળ વધી શકીએ નહિ. "જો કે આવી વિગતો પ્રાચીન હિન્દુ પુરાતત્ત્વોના શોધકો માટે ગમે તેટલી રસપ્રદ હોય છતાં સામાન્ય વાચક ભાગ્યે જ આવી લાગણી અનુભવી શકે." એવા કર્નલ ટોડના અભિપ્રાય સાથે આપણે સહમત થઇશું.

આ નગરની પ્રાચીનતાના સંબંધમાં કોઈ પણ જાતની શંકા લાવવાની જરૂર નથી; કારણ કે પ્રાચીન ગ્રંથોમાં, શિલાલેખોમાં અને પ્રચલિત દંતકથાઓમાં તેમ જ ગીતોમાં આ નગરનો ઉલ્લેખ આવે છે. એ નગરના ઘણાખરા રાજકર્તાઓ વિષે આપણે કંઈ જાણતા નથી; અને જે કાંઈ જાણીએ છીએ તે ઘણું અલ્પ છે. જ્યારે વિમળશાહે દેલવાડામાં મંદિર બંધાવ્યાં ત્યારે ત્યાં ધંધૂકરાજ રાજ્ય કરતો હતો. આ

રાજાઓમાં ધારાવર્ષ ઘણો જ પ્રખ્યાત રાજા થઈ ગયો. તેણે ૫૬ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું, અને આબૂની તળેટીમાં સંખ્યાબંધ દારૂણ સંગ્રામો ખેલ્યા હતા. મુસ્લિમ ઇતિહાસકાર ફરીસ્તાના જણાવ્યા મુજબ ધારાવર્ષ અને તેનો ભાઈ પ્રહ્લાદન (જેણે આજનું પાલનપુર વસાવ્યું હતું તે) માર્ગોના રક્ષણ માટે આબૂના કિલ્લા નજીક લશ્કરી જમાવ સાથે પડયા હતા. ધારાવર્ષના મૃત્યુ બાદ તેના પછીના રાજાઓ આબૂ પરનું પરમારોનું પ્રભુત્વ લાંબા સમય સુધી ટકાવી શકયાં નહિ. શસ્ત્રબળના જોરે સને ૧૬૧૧માં રાજગાદી દેવડાઓના વંશમાં ગઈ. આ રાજાએ પણ ચંદ્રાવતીને પોતાની રાજધાની બનાવી હતી.

વહાણવટું ખેડનારા પ્રાંતોમાંથી ભારતના પાટનગર અને બીજા મોટાં શહેરો તરફ જતી વણઝારો માટે આ સમૃદ્ધ શહેર સારું વિશ્રામસ્થાન હતું. એમ કહેવાય છે કે આ શહેરમાં ૯૦૦ જેટલાં મંદિરો અને દરવાજાઓ હતાં. તેની અતિશયોકિતભરી રીતે ગવાયેલ સમૃદ્ધિ જ એને માટે નાશરૂપ બની, કારણ કે એની અપાર સમૃદ્ધિની કલ્પિત વાતો સાંભળીને ઉત્તરમાંથી આક્રમણ કરનારાનું તેના પ્રત્યે આકર્ષણ થયું. તેમણે વારંવાર હુમલાઓ કરી લૂંટફાટ ચલાવી. કોઈ કારગત ફાવી નહિ અને તેના પરની ચડાઈઓ રોકી શકાઈ નહિ, ત્યારે ત્યાંની વસતિએ ગુજરાતનો આશરો લીધો અને સરાણવા ડુંગરના પશ્ચિમ ઢોળાવ પર આવેલ શિરોહીમાં રાજધાની ખસેડવામાં આવી. પંદરમા સૈકામાં આ નગરીનો સંપૂર્ણ નાશ થયો. મકાનો બાંધવાના ઉપયોગ અર્થે લોકો તેમાંનાં મંદિરોના અને મકાનોના અવશેષો દૂર દૂરનાં શહેરોમાં ઉપાડી ગયાં.

એક સમયના આ સમૃદ્ધ શહેરમાંથી આજે કંઈ બાકી રહ્યું હોય તો ચંદ્રાવતી અને માલવ વચ્ચેનાં જુદાં જુદાં સ્થળોએ પડેલા પથ્થરોના ઢગલા અને કેટલાંક કોતરકામોના અવશેષો જ. ટોડ વર્ણન કરતાં જણાવે છે કે, "નિસર્ગ પોતે જ આ પ્રદેશમાં એટલી ફળદ્રુપ છે કે તે પરમારોની કીર્તિને અભેદ્ય આચ્છાદનથી ઝડપભેર ઢાંકી રહી છે. એક સમયે ભવ્ય મંદિરોની અને વસતિથી ઊભરાતા જે મહોલ્લાઓએ ધર્મ અને વાણિજ્ય સંયુક્તપણે સમૃદ્ધિથી છલકાવી દીધાં હતાં તેઓમાં આજે વેરાનતાનો શૂન્યકાર વ્યાપી રહ્યો છે અને તેમાં આજે વાઘ, રીંછ કે કોઈ સંસ્કારી ભીલનાં રહેઠાણ બન્યાં છે."

જે શહેર એક સમયે ખરેખર રાષ્ટ્ર હતું, તેનાં વિષે એક નાના પુસ્તકના એક નાના પ્રકરણમાં લખવા પ્રયત્ન કરવો એ ખરેખર વ્યર્થ છે, પરંતુ મેં અત્રે કેટલીક મૂળભૂત સ્વરૂપની બાબતો દર્શાવી છે તે એવી આશાથી કે, કદાચ કોઈ રડયાખડયા પુરાતત્ત્વવેત્તાને આ નવા ક્ષેત્રમાં પ્રવેશ કરાવવાનું સૂચન થાય, અને તેમ કરવા બદલ તેઓ કદાચ મારો અહેસાન માને.



---

દરેક વસ્તુનો સમય હોય છે વાવવા માટે, કાપવા માટે, ખિલવવા માટે અને નુકાઈ જવા માટે. કાળ પોતાની ચોપડીમાં પળપળનો હિસાબ રાખે છે અને જેનો સમય વ્યતીત થઈ જાય છે તેને તોડીને ખાઈ જાય છે.

—સંતો પંથ

## [ ૭ ] જોવાલાયક કોઠીઓ તથા બંગલાઓ

### (૧) જયપુર કોઠી

આ કોઠી એક ઊંચા પહાડ પર બાંધવામાં આવી છે. તે ઘણે દૂરથી નજરે પડે છે. ચાંદનીવાળી રાતમાં આ કોઠીનું પ્રતિબિંબ નખી તળાવમાં પડે ત્યારે કોઇ અનેરું દૃશ્ય નજર સામે તરવરી રહે છે. આ કોઠીમાં હાલ એક હોટેલ ખોલવામાં આવી છે.

### (૨) જયવિલાસ પેલેસ

અલવરના મહારાજા જયસિંહ ઇ. સ. ૧૯૨૯માં ૧૩૩ એકર જેટલી વિશાળ ભૂમિમાં આ આલીશાન બંગલો બંધાવ્યો હતો. આબૂથી પિલ્ગ્રિમ્સ રોડ નામનો જે માર્ગ જાય છે તેના પર આ સ્થાન આવેલું છે. આ મહેલના કંપાઉન્ડમાં એક સુંદર તળાવ છે, બગીચો છે, અને જંગલી જાનવરોને રાખવા માટે ગુફા છે તેમ જ શિકારને માટે સગવડ કરવામાં આવેલ છે. આ મહેલ આધુનિક પદ્ધતિથી બનાવવામાં આવેલ છે.

### (૩) પાલનપુર હાઉસ

કેટલાંક વર્ષો પહેલાં આ સ્થાને વિશાળ અને પ્રથમ પંક્તિની હોટેલ હતી; પરંતુ ઈ. સ. ૧૯૨૯માં પાલનપુરના નવાબ સાહેબે આ જગ્યાનું મકાન ખરીદી લીધું અને તેમાં ઘણો જ સુધારો-વધારો કર્યો. તેથી આ મકાનની શોભા

અનેકઘણી વધી ગઇ. દૂરથી જોતાં આ મકાન ઘણું ભવ્ય અને નયનાકર્ષક જણાય છે.

ગિરિરાજ આબૂની તંદુરસ્તીદાયક આબોહવાને લીધે તથા ગ્રીષ્મઋતુમાં વાતા પવનની ઠંડી લહેરને લીધે તેમજ પર્વતની ઊંચાઈને કારણે તથા પ્રાકૃતિક સૌંદર્યને કારણે રાજપૂતાનાના તેમ જ અન્ય પ્રાંતોના મહારાજાઓ અને શ્રીમંત લોકો આકર્ષાઇને આ પર્વત ઉપર પોતાના બંગલા તથા પોતાનાં મકાનો બંધાવવાને લલચાય છે. દરેક વર્ષે કોઇ ને કોઈ નવું મકાન બનતું જ રહે છે. ખરી રીતે કહીએ તો ગરમીના દિવસોમાં આ સ્થાન સ્વર્ગ સમાન સુખદાયક લાગે છે.

## (૪) રાજ્યભવન

બજારના વાયવ્ય ખૂણે આવેલા ઊંચા સ્થાન પર આ રાજ્યભવનનું મકાન આવેલું છે. ઉનાળા દરમિયાન રાજસ્થાનના ના. ગવર્નર સાહેબ આ બંગલામાં નિવાસ કરે છે. આ બંગલો બહુ સુંદર છે. જે પહેલાં રાજપૂતાનાના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલનું નિવાસસ્થાન હતું.

રાજ્યભવનની તદ્દન પાસે જ રાજપૂતાના સેક્રેટરિયેટનું ત્રણ મજલાનું મકાન આવેલું છે. કાળા પથ્થર વડે બાંધેલા આ ભવ્ય મકાનમાં સર્વે ઑફ ઇન્ડિયાની કચેરીઓ બેસે છે.

## (૫) કલાદીર્ઘા (આર્ટ ગૅલેરી)

રાજભવનના નીચેના બગીચામાં પોસ્ટ ઑફિસની સામે રાજસ્થાનના રાજપાલ ડા. સંપૂર્ણાનંદને તા. ૨૭–૧૧–'૬૫ના

રોજ એક કલાદીર્ધાનું ઉદ્ઘાટન કર્યું હતું. આ કલાદીર્ધાને નવ વિભાગમાં વહેંચી નાખવામાં આવી છે, જેમાં રાજ્યના પુરાતત્ત્વ અને સંગ્રહાલય વિભાગો રાખવામાં આવ્યા છે. આ કલાદીર્ધાનો બહારનો આકાર ૧૨મી સદીના પરમાર સ્થાપત્યને મળતો આવે છે, જ્યારે અંદરનું બાંધકામ આધુનિક સંગ્રહાલયની જરૂરિયાતોને ધ્યાનમાં રાખીને કરવામાં આવ્યું છે. આ કલાદીર્ધામાં મુખ્ય ત્રણ રૂમ છે. જેમાં રાજસ્થાની ચિત્રો, પ્રાચીન મૂર્તિઓ તથા શિલ્પકલાના અદ્ભુત નમૂના રાખવામાં આવ્યાં છે. આબૂની મુલાકાતે આવતા પ્રવાસીઓ તથા સહેલાણીઓ માટે આ આકર્ષણનું કેન્દ્ર બની ગયું છે.

**(૬) નેશનલ પોલીસ અકાદમી** (લોરેન્સ સ્કૂલ)

પૂર્વે પોસ્ટ ઓફિસ તરફના રસ્તા ઉપર જતાં બજારની પૂર્વે લોરેન્સ સ્કૂલ નામની શાળા આવેલી હતી. સને ૧૮૫૪માં રાજપૂતાનાના એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ સર લોરેન્સ સાહેબે બ્રિટિશ સૈનિકોનાં છોકરાં અને માબાપ વગરનાં બચ્ચાઓ માટે તે સ્થાપી હતી. તે શાળા ૧૯૫૦માં બંધ કરવામાં આવી હતી. આજે તેના જ મકાનમાં કેન્દ્રિય સરકાર તરફથી નેશનલ પોલીસ અકાદમી નામની સંસ્થા ચાલે છે.

(૭) રાજપૂતાના કલબ

રાજપૂતાના હોટેલથી થોડે દૂર ગયા બાદ આ ભવ્ય ઇમારત આવે છે. આ કલબની નજીક જ ટેનિસ, હોકી

અને ફૂટબોલ રમવા માટેનાં મેદાનો આવેલાં છે. રાજા મહારાજા, યુરોપિયન તેમ જ શ્રીમંત હિંદી ગૃહસ્થ જ આ ક્લબના સભ્ય બની શકે છે. આ સંસ્થા ઘણી જ ઉત્તમ મનાય છે. જુદા જુદા વિષયોના સેંકડો ગ્રંથો તેમાં રાખેલા હોવા ઉપરાંત દરેક પ્રકારના વિલાયતી ખેલોની (રમતગમતની) પણ સારી વ્યવસ્થા તેમાં કરવામાં આવી છે. હાલમાં જ આ ક્લબના સંચાલકોએ ગોલ્ફ ખેલવાને માટે આબૂની પૂર્વ દિશામાં વિશાળ મેદાન તૈયાર કરાવ્યું છે. તે ગોલ્ફ માટેનું સુંદરમાં સુંદર મેદાન મનાય છે.



આબૂનો પહાડ, તેનો ઇતિહાસ, ત્યાંની દેશી વસ્તુઓ, તેની કુદરતી શોભા, તેની પૂર્વની કથાઓ, તેની ધાર્મિક પવિત્રતા, વગેરે બાબતો વિષે ઘણું ઘણું લખી શકાય તેમ છે; પરંતુ જગ્યાના અભાવને લીધે એ અહીં લખી શકાતું નથી. તેમ છતાં પણ મુસાફર પોતે જાતે અનુભવ લઈ જાય અને આ ચોપડીમાં લખ્યા પ્રમાણે વાંચીને બધું જોઈ શકે તો તેને આ ચોપડી વાંચવા કરતા વધારે લાભ મળશે.

## શ્રી અંબાજી

> "શંકાનો અને ભયનો નાશ કરનાર, માનવીની દરેક ઇચ્છા પરિપૂર્ણ કરનાર, યાત્રાળુની દરેક ઇચ્છા પૂરી કરનાર આ સમી દેવીશ્રી માતા અંબિકા મહાન સત્તાશાળી છે, એનાથી માનવતાની દરેક ઇચ્છા પરિપૂર્ણ થાય છે. તેમના પ્રત્યે દરેક પ્રશંસા અને તેજસ્વિતા હો!"
>
> (જૂનાગઢ ખાતેના એક શિલાલેખમાંથી)

**અંબાજી :** બારસો કરતાંયે ઓછી વસ્તીનું આ ગામ હાલની વેસ્ટર્ન રેલવે આબૂરોડ સ્ટેશન સાથે ચૌદ માઇલ – ૮ માઇલ રાજસ્થાનમાં, અને ૬ માઇલ ગુજરાત રાજ્યમાં – રસ્તાથી સંકળાયેલું છે. આ રસ્તા ઉપર ગાડાં, મોટર, ખટારા, વગેરે વાહનો નિયમિત રીતે દોડે છે. ઉતારુઓના રહેઠાણ માટે ઘણી સગવડતાવાળી અને સુંદર બાંધણીવાળી ધર્મશાળા અહીં છે. વીજળીની અને પાણીના નળની પણ અહીં સગવડ છે. એક સરકારી ભોજનાલય પણ છે. જ્યાં ૬૫ પૈસામાં પૂરું ભોજન મળે છે.

ભગવતી અંબિકાનાં મંદિરો તો ભારતના દરેક ભાગમાં જોવામાં આવે છે, અને લોકોની આસ્થા પણ તેમના ઉપર ઘણી જ છે; પણ સૌથી વધારે શ્રદ્ધાથી પૂજાતું મંદિર સરસ્વતી નદીના મૂળ પાસે, અરવલ્લીની પર્વતમાળાના નૈઋત્ય ખૂણામાં આવેલ આરાસરના ડુંગરાઓમાં અંબાજી નામના ગામમાં

આવેલું છે. આ સુપ્રસિદ્ધ ધર્મસ્થાન તેની પ્રાચીનતા અને પવિત્રતા માટે ઘણું જાણીતું છે. દર વર્ષે હજારો શ્રદ્ધાળુઓ અહીં દર્શન કરવા આવે છે. દરેક પૂર્ણિમાએ અહીં મેળો ભરાય છે પણ સપ્ટેમ્બર માસમાં અહીંની યાત્રા કરવાનું માહાત્મ્ય ઘણું છે.

મહાશક્તિ અંબિકાનો મૂળ ઇતિહાસ તો પ્રાચીનતાના પડદાની પાછળ સંતાઈ ગયો છે. 'રાસમાળા' નામનો ગુજરાતના જાણીતા ઇતિહાસગ્રંથમાં તેના કર્તા શ્રી. એ. કે. ફાર્બસના જણાવ્યા મુજબ અંબિકા ઘણું કરીને હિંદુઓ આવ્યા તે પહેલાં ત્યાં વસતી જાતની દેવી હતાં. હિંદુ વિજેતાઓએ આવીને તેમનો પંથ અપનાવી લીધો અને આયંદે તેને 'માતા ભવાની' તરીકે લેખવા લાગ્યા. છેક સાતમા સૈકામાં પણ આ દેવીની પ્રસિદ્ધિ અને લોકપ્રિયતા આજ છે તેટલી જ હતી. એક દંતકથા છે કે પૂર્વે સૌરાષ્ટ્રમાં આવેલું પ્રસિદ્ધ વલ્લભીપુરનું પતન થયું ત્યારે શીલાદિત્ય રાજાની રાણી પુષ્પાવતીએ બાધા ઉતરાવવા આરાસુરના પર્વતોમાં આવેલી અંબાભવાનીની જાત્રા કરી હતી.

એક લોકોક્તિ મુજબ શ્રીકૃષ્ણના વાળ પણ અહીં જ ઉતરાવેલા હતા. શ્રીકૃષ્ણનાં પટરાણી રુક્મિણી પણ શ્રી માતાજીનાં ખાસ ભક્ત હતાં.

આ મંદિર ચોક્કસ ઢબનું છે. તેનું બાંધકામ ખરબચડા આરસના પથ્થરનું છે અને રંગબેરંગી કાચ જડીને તેને સુશોભિત બનાવવામાં આવ્યું છે. ચોપાસ મજબૂત દીવાલોની આડ વચ્ચે આ મંદિર આવેલું છે. તેનું લાંબ-

તળિયું આરસનું છે. મંદિરની અંદર માતાજીની મૂર્તિ કોતરી કાઢવામાં આવેલી છે, તેને ઓઢણીઓ ઓઢાડવામાં આવી છે. અને તેજસ્વી હાર પહેરાવેલો છે. ત્યાંના વતનીઓના કહેવા મુજબ આ મંદિર નાગર બ્રાહ્મણોએ બંધાવ્યું હતું પણ તે ક્યારે બંધાયેલું એ કોઈ જાણતું નથી. શિલ્પના કોઈ પણ આડંબર વિનાના આ મંદિરમાં સાદાઈ જ મુખ્ય મુદ્દો છે. મંદિરમાં સ્થંભો પર કેટલાક લેખો કોતરેલા છે. તેઓ મુખ્યત્વે ૧૯મી સદીના છે. કેટલીક ખાનગી લેટોનો તેમાં ઉલ્લેખ જોવામાં આવે છે. મંદિરના પૂજારી ઔદિચ્ય બ્રાહ્મણ છે. ગુજરાતમાં તેમની જ્ઞાતિમાં તેમનું સર્વોચ્ચ સ્થાન લેખાય છે.

મંદિરની આસપાસ બાંધવામાં આવેલી દીવાલની બહાર એક ખૂબ ઊંડી વાવ આવેલી છે. ૭૫ પગથિયાં ઊતરતાં પાણી આગળ પહોંચાય છે. રેંટની વ્યવસ્થા પણ એમાં કરવામાં આવી છે. થોડે દૂર સુંદર બાંધેલું તળાવ છે તે મહારાણા શ્રીમાલદેવના 'માનસરોવર'ને નામે ઓળખાય છે. આ તળાવ ૧૫૪૫માં બંધાયું હતું એમ તેના પરના લેખ પરથી જણાય છે. આ બન્ને જોવાલાયક છે.

અગાઉ કહ્યા મુજબ આ મંદિર ભૂતપૂર્વ દાંતા સ્ટેટમાં આવેલું છે. અને એ કારણે દાંતાના મહારાણા ખાસ લાગવગ અને અધિકારો ભોગવતા હતા. આજે આ મંદિરનો પ્રબંધ ગુજરાત રાજ્ય સરકાર કરે છે.

બારોટોના ઇતિહાસ મુજબ દાંતાનું રાજકુટુંબ માતાજી સાથે સંબંધ ધરાવે છે, કેમકે વીર વિક્રમાજિત (જેના નામ પરથી વિક્રમ સંવત ચાલે છે.) (ઇ.સ. પૂ. ૫૬)ના

૪૦ મી પેઢીએ થયેલા શવપાલજી પરમારે અંબિકા માતાની પૂજા કર્યા પહેલાં કદી નહીં ખાવાપીવાની બાધા લીધી હતી. દાંતા સ્ટેટનો પ્રાચીન ઇતિહાસ જોતાં જણાય છે કે આ મંદિરે તેમાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

## કુંભારિયા કે કુંભાણુ

આ જૈનનાં પાંચ દેવાલયોનું જૂથ છે. અહીંથી નીકળતો આરસ જ એ મંદિરો બાંધવામાં વપરાયો હોય તેમ લાગે છે. તેનું નકશીકામ બહુ જ ઉત્તમ પ્રકારનું છે. અને કલાના ઉપાસકો તે કૃતિઓ માટે ખૂબ માન ધરાવે છે. તેની આસપાસના પથ્થરો યાત્રાળુઓને બતાવવામાં આવે છે. તે વિષે દંતકથા ચાલે છે—

સેનાપતિ વિમલશાહ મંદિર બંધાવતા હતા ત્યારે 'વાલિનાહ' નામનો વ્યંતરદેવ એને તોડી પાડતો હતો. આથી વિમલશાહે અંબિકાદેવીનું આરાધન કર્યું. દેવી હાજર થયાં અને તેમણે તેને કહ્યું: "તને જે ક્ષેત્રપાલ હેરાન કરે છે તેને નૈવેદ્યથી સંતુષ્ટ કર." વિમલશાહે મીઠાઈ બનાવી અને વાલિનાહને મધરાતે આમંત્ર્યો. તેણે તેને મીઠાઈ અર્પવા માંડી, પણ તે બોલ્યો: "હું તો પશુબલી ચાહું છું." વિમલશાહે તેને કહ્યું: હું જૈન છું એટલે મારાથી મદ્ય-માંસ આપી ન શકાય." વાલિનાહ છેવટે માન્યો નહિ તેથી વિમલશાહ તલવાર કાઢી યુદ્ધ કરવા ધાયા. આવું પરાક્રમ જોઈ ક્ષેત્રપાલ પ્રસન્ન થયો, અને તે ચાલતો થયો.

## કોટેશ્વર

કુંભારિયાથી બીજા બે માઈલ આગળ જતાં યાત્રાળુ કોટેશ્વર મહાદેવના મંદિર પાસે જઈ પહોંચે છે. કોટેશ્વર એટલે એક કરોડ દેવ. આ સ્થળ મનોહર સૃષ્ટિસૌંદર્યથી ઘેરાયેલું છે. અહીંની શાંતિ અપૂર્વ લાગે છે. નાની પણ અતિ પવિત્ર સરસ્વતી નદી મંદિરની બાજુમાં આવેલી ટેકરીઓમાંથી નીકળે છે. સ્વચ્છ પાણીનું એક તળાવ પણ અહીં આવેલ છે. કાયમ વહેતું ઝરણું આ તળાવને તાજા પાણીથી ભરપૂર રાખે છે. ભારતમાં બીજાં અનેક પવિત્ર ઝરણાંઓનાં મૂળ આગળ હોય છે તેમ આ ઝરણાનું પાણી પણ આરસના બનાવેલા ગાયના મુખમાંથી વહેતું કરવામાં આવ્યું છે. આ ઝરણાંના પવિત્ર જળમાં સ્નાન કરવામાં પરમ માહાત્મ્ય રહેલું છે, એમ મનાય છે. આ સરસ્વતી નદીને 'કુમારિકા' કહેવામાં આવે છે; કારણ કે બીજી નદીઓની જેમ એનો સંગમ કોઈ સમુદ્રમાં અથવા બીજી કોઈ નદીમાં ન થતાં એ રણમાં સમાઈ જાય છે.

---

એક મારવાડી બધાં સ્થળોએ ફરી ભોમિયાઓને કાંઈ ઇનામ આપ્યા વગર બસમાં ચડતો હતો ત્યારે ભોમિયાઓએ કહ્યું કે 'સાહેબ ઘેર જઈને તમને એમ ખબર પડે કે તમારું પાકીટ ગુમ થઈ ગયું છે તો એટલું યાદ રાખજો કે તમે તમારું પાકીટ અહીં બહાર કાઢ્યું નથી.

## (૧) રાજસ્થાન સ્ટેટ રોડવેઝની મોટરોના સમય

રવાનગી આબૂરોડથી માઉન્ટ આબૂ માઉન્ટ આબૂથી આબૂરોડ

( ભાડું ૧-૬૫ )

| | | |
|---|---|---|
| (૧) | ૭-૩૦ વાગે સવારે | ૮-૪૫ વાગે |
| (૨) | ૮-૧૫ ,, ,, | ૯-૩૦ ,, |
| (૩) | ૧૦-૧૫ ,, ,, | ૧૧-૩૫ ,, |
| (૪) | ૧૨-૦૦ ,, ,, | ૧-૩૦ ,, |
| (૫) | ૨-૧૫ ,, બપોરે | ૨-૦૦ ,, |
| (૬) | ૪-૩૦ ,, સાંજે | ૫-૩૦ ,, |
| (૭) | ૭-૪૫ ,, ,, | ૬-૩૦ ,, |

### માઉન્ટ આબૂથી દેલવાડા (ભાડું ૫૦ પૈસા)

૧૦ વાગે સવારે – ૧૨ વાગે બપોરે

૪ વાગે સાંજે

૧૦ વાગે સવારે આબૂથી અચલગઢ

મોટર એક કલાક દેલવાડા રોકાઇને પાછી આવે છે.

### આબૂરોડથી અંબાજી (ભાડું ૧-૨૫)

રવાનગી : ૬-૩૦, ૭-૪૫, ૧૦-૩૦, ૧૧-૪૫, ૧૨-૩૦, ૧૩-૧૫, ૧૪-૧૫, ૧૫-૩૦, ૧૬-૩૦, ૨૦-૩૦.

### અંબાજીથી આબૂરોડ (ભાડું ૧-૨૫)

રવાનગી : ૮-૦૦, ૯-૧૫, ૧૦-૪૫, ૧૧-૪૫, ૧૩-૦૦, ૧૪-૩૦, ૧૫-૦૦, ૧૬-૩૦, ૧૭-૩૦, ૧૯-૩૦.

આબૂ માટે મ્યુનિસિપલ ટેક્ષ ૧ રૂપિયો બસનો

,, ,, ,, ૨ રૂપિયા મોટરનો

અંબાજી માટે ,, ,, ૪૦ પૈસા છે.

નોંધ :–(૧) મુસાફરોની સંખ્યા ૩૫ થાય તો ગમે તો સમયે એકસ્ટ્રા બસ જાય છે.

(૨) રીઝર્વેશન–૧૫ પૈસામાં સવા કલાક પહેલાં બસની બેઠક રીઝર્વ કરી શકાય છે.

લગેજ બસની ઉપર મૂકવો. દરેક ટિકિટ દીઠ ૨૦ કિલો સામાનની છૂટ હોય છે

(૪) બસ અંગે કાંઈ ફરિયાદ હોય તો બસમાં અથવા તો બસસ્ટેન્ડ પર રાખવામાં આવેલી ફરિયાદ બુકમાં નોંધ કરવી.

(૫) બસ ઉપરાંત પ્રાયવેટ અથવા રોડવેઝ ટેકસી પણ ભાડેથી મળે છે.

(૬) બસ અને રેલવે ટાઈમટેબલમાં તથા ભાડામાં ફેરફાર થતા રહે છે. આથી મુસાફરી શરૂ કરતાં પહેલાં રેલવે સ્ટેશન અથવા બસસ્ટેન્ડ પર ચોકસાઈ કરી લેવી.

(૭) રાજસ્થાન રોડવેઝની બસ આબૂરોડથી આબૂ જવા ઉપરાંત અંબાજી, શિરોહી, મંડાર, રોહિડા, બાસી, અનાદરા, દાંતા વ. સ્થળોએ પણ જાય છે

---

રેલવેએ દરવર્ષે તા. ૧ એપ્રિલથી તા ૩૧ મી ઓકટોબર સુધી 'હીલ સ્ટેશનોની' કન્સેશનલ રીટર્ન ટિકિટો આપે છે. આ ટિકિટો ત્રણ માસ માટે 'વેલીડ' ગણાશે. અને કોઇ પણ સ્ટેશન જ્યાંથી "ચાર્જેબલ ડીસ્ટન્સ" ૨૪૦ કિલોમીટર અથવા વધારે હશે તેના દરેક રેલવે સ્ટેશનથી આવી ટિકિટો આપવામાં આવશે.

આવી ટિકિટોનું ભાડું સીંગલ ભાડા કરતાં દોઢું રહેશે. રેલવે ક્રસ-રેલવેની રીટર્ન ટિકિટો અંગે રેલવેના પ્રવાસ પૂરતું એક પ્રવાસનું દોઢું ભાડું અને માર્ગના વિભાગ માટે એક પ્રવાસનું એવડું ભાડું લેવાશે.

# રેલવે ટાઈમ

| ગાડી નં. | થી | જશે. | (૧-૪-'૬૯ થી) આબૂરોડ આવશે | ઉપડશે |
|---|---|---|---|---|
| ૧૮૪ ડાઉન | મહેસાણા | આબૂરોડ | ૨૦—૦૩ | — |
| ૧૮૩ અપ | આબૂરોડ | મહેસાણા | — | ૫—૦૫ |
| ૩ અપ | દિલ્હી | અમદાવાદ | ૫—૨૮ | ૫—૪૦ |
| ૬ ડાઉન | અમદાવાદ | આગ્રા ફોર્ટ | ૬—૪૦ | ૭—૦૫ |
| ૨૨૯ અપ | અજમેર | મહેસાણા | ૧૨—૪૫ | ૧૩—૧૫ |
| ૨૩૦ ડાઉન | મહેસાણા | અજમેર | ૧૪—૨૯ | ૧૪—૫૩ |
| ૨ ડાઉન | અમદાવાદ | દિલ્હી | ૧૩—૧૩ | ૧૩—૨૧ |
| ૧ અપ | દિલ્હી | અમદાવાદ | ૧૬—૩૫ | ૧૬—૪૮ |
| ૫ અપ | આગ્રા ફોર્ટ | અમદાવાદ | ૨૦—૪૮ | ૨૧—૧૦ |
| ૪ ડાઉન | અમદાવાદ | દિલ્હી | ૨૨—૨૦ | ૨૨—૩૨ |
| ૩૧ અપ | દિલ્હી | અમદાવાદ | ૧૨—૨૭ | ૧૨—૩૬ |
| ૩૨ ડાઉન | અમદાવાદ | દિલ્હી | ૧૧—૦૪ | ૧૧—૧૧ |

(૩) પોસ્ટ રવાના થવાનો સમય અને મેળવવાનો સમય

| પોસ્ટ રવાના થવાનો સમય | પોસ્ટ મેળવવાનો સમય (વીન્ડો ડિલિવરી) |
| --- | --- |
| (૧) ૧૦–૩૦ | (૧) ૧૧–૧૫ |
| (૨) ૧૭–૧૫ | (૨) ૧૬–૩૦ |

નોંધ :–મુસાફરોની સગવડતા માટે વેસ્ટર્ન રેલવે તરફથી માઉન્ટ આબૂ માટે એક આઉટ–એજન્સી શરૂ કરવામાં આવી છે. આ એજન્સી તરફથી મુસાફરો તથા તેમના માલસામાનને લઈ જવા લાવવાનું કામ કરવામાં આવે છે. સીધા માઉન્ટ આબૂ જવા માગતા ઉતારુઓને વિનંતી કરવામાં આવે છે કે તેમણે આબૂરોડની ટિકિટ લેવાને બદલે 'આઉટ–એજન્સી'ની સીધી ટિકિટ લેવી. તેવી જ રીતે 'આઉટ–એજન્સી' પાસેથી જ્યાં જવું હોય ત્યાં સુધીની સીધી ટિકિટ મેળવી શકાશે.

(૪) આબૂમાંનાં મહત્ત્વનાં મથકો અને તેમની ઊંચાઈ

| | | |
| --- | --- | --- |
| ૧ | છીપાબેરી | ૧૯૬૭ ફીટ |
| ૨ | મોટર ટરમીનસ | ૩૮૦૦ ફીટ |
| ૩ | નખી તળાવ | ૩૭૯૦ ફીટ |
| ૪ | દેલવાડા | ૩૯૦૦ ફીટ |
| ૫ | હનુમાન આશ્રમ ગૌમુખરોડ | ૩૯૬૬ ફીટ |
| ૬ | 'ટોડ' રોક | ૪૦૦૦ ફીટ |
| ૭ | સનસેટ પોઇન્ટ | ૩૮૮૦ ફીટ |
| ૮ | આથની હીલ | ૪૩૧૧ ફીટ |
| ૯ | પાલનપુર પોઇન્ટ | ૪૪૯૩ ફીટ |
| ૧૦ | ભીમાલય હીલ | ૪૫૫૩ ફીટ |
| ૧૧ | પરાક હીલ | ૪૫૬૧ ફીટ |
| ૧૨ | ગુરુશિખર | ૫૬૫૩ ફીટ |

(૫) ઘણી પ્રતિષ્ઠિત વ્યક્તિઓએ માઉન્ટ આબૂની મુલાકાત લીધી છે અને તેમાંના કેટલાકનાં નામ નીચે મુજબ છે:—

| | | |
|---|---|---|
| (૧) | ડૉ. રાજેન્દ્રપ્રસાદ | તા. ૧૮–૫–૧૯૪૮ |
| (૨) | સર ગીરજાશંકર બાજપાઈ | મુંબઈના ગવર્નર |
| (૩) | ડૉ. કૈલાસનાથ કાટ્જુ | કેન્દ્રના ગૃહપ્રધાન |
| (૪) | શ્રી. બી. એન. દાતાર | ગૃહખાતામાંના પ્રધાન |
| (૫) | સરદાર સ્વર્ણસીંગ | કેન્દ્રના સંરક્ષણ પ્રધાન |
| (૬) | શ્રી. હરિકૃષ્ણ મહેતાબ | મુંબઈના ગવર્નર |
| (૭) | પંડિત જવાહરલાલ નહેરુ | ભારતના વડા પ્રધાન તા. ૧૮–૧૦–'૫૮ |
| (૮) | સરદાર ગુરૂમુખનિહાલસીંગ | રાજસ્થાનના ગવર્નર |
| (૯) | શ્રી રાજબહાદુર શ્રીવાસ્તવ | કેન્દ્રના એક પ્રધાન |
| (૧૦) | ડૉ. એસ. રાધાકૃષ્ણન્ | ભારતના ઉપ–રાષ્ટ્રપતિ તા. ૨૩–૧૦–'૬૦ |
| (૧૧) | શ્રી. લાલબહાદુર શાસ્ત્રી | કેન્દ્રના ગૃહપ્રધાન તા. ૨૬–૧૦–'૬૧ |
| (૧૨) | ડૉ. સંપૂર્ણાનંદ | રાજસ્થાનના ગવર્નર |
| (૧૩) | શ્રી. બી. પી. સિંહા | ભારતની સુપ્રીમકોર્ટના ચીફ જસ્ટીસ તા. ૧–૩–'૬૩ |
| (૧૪) | ડૉ. ઝાકીરહુસેન | ભારતના ઉપ–રાષ્ટ્રપતિ તા. ૨૫–૧૦–'૬૩ |
| (૧૫) | શ્રી. શ્રીમન્નનારાયણ | ગુજરાતના ગવર્નર |
| (૧૬) | સરદાર હુકમસિંહ | રાજસ્થાનના ગવર્નર |
| (૧૭) | શ્રી. વી. વી. ગિરી | ભારતના ઉપ–રાષ્ટ્રપતિ તા. ૧૩–૧૦–'૬૭ |
| (૧૮) | યશવંતરાવ ચવ્હાણ | ભારતના ગૃહપ્રધાન તા. ૮–૧૧–'૬૮ |

## (૬) મુખ્ય ટેલિફોન નંબરો ફોન નંબર

| | | |
|---|---|---|
| ૧. | આબૂ ઇલેક્ટ્રિક સપ્લાય કું. | ૧૦ |
| ૨. | ટુરીસ્ટ બંગલો | ૬૯ |
| ૩. | નેશનલ પુલિસ અકાદમી | ૭૧ |
| ૪. | સરકીટ હાઉસ | ૨૫ |
| ૫. | બસ સ્ટેન્ડ (રાજસ્થાન રોડવેઝ) | ૨૦ |
| ૬. | ટુરીસ્ટ બ્યુરો | ૫૧ |
| ૭. | હોલીડે હોમ | ૭૭ |
| ૮. | નગરપાલિકા કાર્યાલય | ૬૭ |
| ૯. | સેંટ મેરી હાઇસ્કૂલ | ૪ |
| ૧૦. | દેલવાડાનાં દેરાં | ૨૪ |
| ૧૧. | સબ-ડિવિઝન ઑફિસ | ૧૫ |
| ૧૨. | પોલીસ સ્ટેશન | ૧૭ |
| ૧૩. | સરકારી હોસ્પિટલ | ૧૪ |
| ૧૪. | ગુજરાત સર્કિટ હાઉસ | ૭૫ |
| ૧૫. | મિનિસ્ટરસ્ કોટેજ | ૭૨ |
| ૧૬. | ગુપ્તા હાઉસ | ૧૦૭ |

કાર્ય સમય-૨૪ કલાક.

## ટૂંકી મુલાકાતમાં આટલું તો કરવું જ જોઈએ

આબૂની ટૂંકી મુલાકાત લેનાર માટે નીચેની સૂચનાઓ ઉપયોગી થઈ પડશે. વ્યક્તિગત જરૂરિયાતો મુજબ કાર્યક્રમોમાં ફેરફાર કરી શકાય છે :—

### પહેલા દિવસે

સવારે – નખી તળાવ પર ફરવાનું. પછી 'ટોડ રોક' તરફ જઈ ત્યાં ચઢવાનું, અથવા તો અનાદરા પોઈન્ટ ખાંતેના મંદિરે જવું. બજાર અને ખરીદી કરવા જતાં રઘુનાથજીના મંદિર નજીકના એકાદ બાગમાં થોડો આરામ લેવો.

બપોરે – મોટરમાં કે ચાલતા દેલવાડાના દેરાસર જોવા જવું; તે બપોરથી સાંજના ૬ વાગતા સુધી ખુલ્લાં હોય છે.

સાંજના – મોટરમાં કે ચાલતા સનસેટ પોઈન્ટે જવું.

### બીજા દિવસે

સવારે – (૧) શિવજીના મંદિર અચલેશ્વરમાં સવાર ગાળવી. અહીં મહાદેવજીના પગના અંગૂઠાની સ્થાપના કરવામાં આવી છે. (૨) મંદાકિની કુંડ જ્યાં આદિપાલે તીરના એક ઝટકાથી ત્રણ મહિષાસુરનો વધ કર્યો હતો. (૩) આ બંને સ્થળ પર આવેલા ઐતિહાસિક કિલ્લાની મુલાકાત લેવી.

બપોરે – શાંતિ શિખર. અહીંથી આબૂનું સુંદર દશ્ય જોવા મળે છે. અહીં ચઢી શકાય છે અથવા તો ના ચઢવું હોય તો બીજાં સ્થળોએ ફરવા જઈ શકાય છે.

સાંજના – અદ્દરદેવીના મંદિરે. નખી તળાવથી દેલવાડા જતાં માર્ગમાં આવે છે. દેલવાડાનાં મંદિર ફરીથી જોવાની પણ તક મળી રહે છે.

### ત્રીજા દિવસે

સવારે – ગૌમુખ તથા તેની આસપાસના વિસ્તારની મુલાકાત લેવી. 'ફિલ્ટર બેડસ' તથા સેન્ટ મેરી સ્કૂલ પણ સમય હોય તો જોઈ લેવાં.

બપોરે – સાંજ મુલાકાતીએ પોતે સાંભળેલા તથા વાંચેલા બીજાં સ્થળોની મુલાકાત લેવી.

